# નિર્ભય

શિખરિણી છંદ.

રૂડા ભાવે વાંચો પ્રતિદિન આ નિર્ભયને
થશે બુદ્ધિ નિપુણ વધુ વાધો સુવિરતાને;
દિપાવો કુળને વિવિધ વિનયે રંચ ન ભૂલે,
પ્રશંસાને પામો જઈ ઉત્તમ ફૂળે દેવ કુળે.

વાર્તારૂપે
નિતિ, ન્યાય, અને સદ્ ધર્મની શ્રદ્ધા.

રચી પ્રસીદ્ધ કર્ત્તા

**શાહ છગનલાલ ઉત્તમચંદ વિમાવાળા.**
મુ. કઠોર.



વીક્રમ સંવત ૧૯૬૭. સને ૧૯૧૧.

શ્રી સુરત જૈન પ્રીન્ટીંગ પ્રેસમાં મટુભાઈ ભાઇદાસે છાપ્યું.
ઠા. ખપાટીઆ ચકલા સુરત.

કિંમત ૧। રૂપીઓ.

# પ્રસ્તાવના.



માણુશ માત્રને નિતી અને ન્યાયને માર્ગે ચાલવાની ખાસ જરૂર છે. સદ્દધર્મના ઉપર શ્રધ્ધા રાખવી એ મનુષ્ય જન્મનું સાર્થક છે. વૃત્તિપણું દ્રઢતાથી પાળવું. પરસ્ત્રીનો સર્વથા ત્યાગ કરવો, રાજાઓએ પોતાની પ્રજાને અન્યાય કરતાં અટકાવવી વીગેરે બાબતો ખાસ જરૂરની છે, તે અત્રે વર્ણવવામાં આવ્યું છે. દ્રઢ તાથી વૃત પાળનારને થયેલા લાભના દ્રષ્ટાંત રૂપે આ એક વાર્તા વર્ણવી છે. અનિતીવાનને થયેલું દુઃખ. તેનો પશ્ચાતાપ પણ બતાવ્યો છે, શુજ્ઞ સ્રીના સંયોગથી થયેલા ફાયદાની કૃતઘ્ની પુરૂષ પોતાને સ્વમુખે પ્રશંસા કરે છે. પોતે અકૃત્ય કર્યાથી તેમજ કુમંત્રીના સંયોગે પામેલા દુખનો પશ્ચાતાપ કરે છે. પોતે હવે પછી બીજા પુરૂષોએ એ પ્રમાણે નહિં વર્તવું એવો સદ્દબોધ આપે છે. કર્મયોગ કેવો બળવાન છે તેનો પુરેપુરો ચીતાર આપવામાં આવ્યો છે. ખાસ હેતુ દયા વિષયનો છે. સર્વ પુરૂષો મનન કરી વાંચશે તો દરેકને ઉપયોગી થઇ પડશે એવી આશા છે.

ધાર્મીક, નૈતીક, સંસારીક વીગેરે વિષયોથી આ પુસ્તક અલંકૃત કરવામાં આવ્યું છે. સ્ત્રીઓ, તેમજ પુરૂષો બન્ને વર્ગને વાંચવા લાયક નિર્દોષ છે. શીલવૃત પરિપાલનનો વિષય પુરો યથા સ્થીતિ વર્ણવ્યો છે, એટલે આ પુસ્તક વૃદ્ધ સ્ત્રીઓને તેમજ યુવાન બાળાઓને વાંચવાની ખાસ જરૂર છે. ઉદ્ધતાઇથી ચાલનારાને બરોબર શિક્ષા મળી છે. તેથી પુરૂષ વર્ગને પણ ખાસ ઉપયોગી છે. માટે આ નિર્દોષ પુસ્તક વાંચી સુજ્ઞજનો એ પ્રમાણે સારૂં વર્તન ચલાવશે એવી આશા છે.

હું આશા રાખું છું કે સુજ્ઞજનો આ પુસ્તકને પુર્ણ આશ્રય આપી કર્ત્તાની મેહેનત બુજશો; અને એ માહેની જે ભુલ હોય તે સુધારીને વાંચવા કૃપા કરશો.

પાછળથી કેટલાંક કાવ્યો લખ્યાં છે, તેમાં કોઈની નીંદા કરી નથી પણ ચાલતો ક્રમકાળનો વિષય વર્ણવ્યો છે. છતાં કોઈના મનને અસર થતી હોય તો તે પરત્વે માફી ચાહું છું.

કાવ્યોમાં માત્રામેળનો સંબંધ, તેમજ રાગ સાથે કડી બેસતી નહિં આવતી હોય તો તે સુધારીને ધ્યાનમાં લેશો એવી આશા છે. કર્ત્તાને પીંગલનું જ્ઞાન નથી, માત્ર અનુભવ ઊપરથી રચી લખ્યું છે.

પદબંધ વાકય રચના, વીગેરેનો દોષ બાજુએ છોડી દઇ અંદરનો આશય સમજાવી બોધ રૂપ વચનો કહેવાના ઇરાદાથી આ પુસ્તક લખ્યું છે. માટે સુજ્ઞ જનો સાર ગૃહણ કરશે એવી આશા છે.

તત્વવેત્તાઓએ આ કરતાં લક્ષ અધિકાધિક ઉત્તમ દ્રષ્ટાંતો રચી શાસ્ત્રો રચ્યા છે. તેમાંથી જેમ આખા સમુદ્રમાંથી ચલીચું ચાંચ બોળે તેમ સેહેજ બાબત આકાંક્ષાથી લખી છે.

વિદ્વાનોના રચેલા સ્તોત્રો લેવાની જરૂર પ્રસંગે લીધા છે. માટે વિદ્વાનોનો પુર્ણ ઉપકાર માની તેમની ક્ષમા માગીએ છીએ.

હું આપ સર્વ સુજ્ઞ જનનો સેવક

શાહ. છ. ઉ. ડા.

ઉત્તમ કુળે અવતર્યો, વાધ્યો વેશ પરઠામ.

અવગુણ સર્વથી ભરપુર છું, સંહ ગુન નિજ નામ.



श्री ॐ

# ॥ श्री परमात्मने नमः ॥

## મંગળાચરણ.

### છંદ.

માતંગાનન મરણુ શરણુ, જન અભયકરણુ જે,
વિઘ્નહરણુ ભવતરણુ, ભકત તનતાપ હરણુ જે,
[1] અમરનયન નિતીકરણુ, [2] હેમતિમિર તરણુ જે,
કુમતિહરણુ [3] શ્રેયકરણુ, વાદવિનોદ ભરણુ જે;
તે પ્રણુમું પદપંકજ પ્રીતે, સુમતિ ગતિપ્રદ પ્રાણીને,
જય જય જય [4] નગ [5] તનયા [6] તનુજ, શું
ગુણુગાઉં વખાણીને.

---

### છપ્પો.

જય જય અભરાભરી, અકલગતિ [7] પ્રદ જગમાતા,
જય જય વિણાધારી, કુમતિ, હરી દે સુખસાતા;
જય જય જગવંદિની, ભારતી, ચંપકવરણી,
જય જય ભૂરિ ભયહરિ, ભકતભય ભંજન કરણી;
જય જય જય જય [8] કમલાક્ષી દઈ, વાણીરઞીક હું દાસને,
હરિ કુમતિ તિમિર સત્વર સકળ, પ્રેમે પૂરજે આશને.

---

### શાર્દુલવિક્રિડીત છંદ.

આત્મારામ અકામ ધામ, સુખના વિશ્રામદાતા સર્વને,
માયાતીત અભીત સંત ઘટમાં, દીસંત જ્ઞાનાંજને.
યોગેસિદ્ધ, અનાદિ, ભૂત ભરતા યોગેશ યોગીપતી,
માયાતીત પ્રભુ ગુણાતીત, વિભુ સર્વેશ સુખી જતી.
આત્મારામ અનંત સુખકર, સદા કલ્યાણ કર્ત્તા ભવે,
અજ્ઞાનાંધ તિમિર જ્ઞાન દિપકે, કોવીંદ વીખેરવે.

---

૧ દેવતા. ૨ અંધકાર, ૩ કલ્યાણ, ૪ પર્વત, ૫ પુત્રી, ૬ પુત્ર. ૭ આપનારી, ૮ કમળ સરખી આંખવાળી,

## મંદાક્રાંતા છંદ.

જેના કૃત્યો વિબુધજનનાં[1] ચિત્તને ચલાવે છે,
મોટા મોટા મુની મથી મથી થાકીને વીરમે[2] છે;
નિતિ નેતિ નિયમ ઉચરે જે અનાદી અકામી,
વંદુ ભાવે પ્રથમ ઇશ તે સર્વવ્યાપક સ્વામી.

---

## શાર્દુળ વિક્રિડીત છંદ.

શિક્ષા તત્પર જૈન અર્હંત ગણી મિમાંસિક કર્મે ઠરી,
આપે તે તમને મનવાંછીત ફળો ત્રૈલોક્ય સ્વામી હરી.
જેને સ્માર્ત[3] ભજે સદા શિવગણી ન્યાયીક કર્તા ગણી,
વેદાંતી વદિબ્રંહ્મ બુદ્ધગણોને બૌદ્ધો ભજે સૌ હણી.
જેને મુશલમીન ભાવથી ભજે અલ્લા કહી આદરે,
ખ્રીસ્તી ગૉડ[4] ગણી ભુરી ભ્રમ હરી ભક્તિથી ધ્યાને ધરે.
જેની પારસીઓ ખુદા ખલકનો જાણી કરે બંદગી,
પૂરે તે તમ મન કામના જગપતી સંસારમાં નહિં ડગી.
હે ! કુસુમપિતા દયાદમન હે ! કુત્સિતાના પતિ,
સ્ફુર્તા ના પ્રિય વીર દુર્જન સદા સત્કાર્ય ધ્વંશે મતિ.
માહારી વિનતિ સ્નેહથી મન ધરી આ શુભકાર્યે તમે,
ના કર્તા કાંઇ વિઘ્ન વંદુ ચરણે પહેલાથી ક્રમે.
સારાસાર વિચાર સાર હિણુ હું આધારી વિદ્વ જનનો,
વિદ્યાવાદ વિનોદ[5] રંચ વિગતે જાણુ ન કો જાતનો.
પોતે છો ગુણ ભાણ હાણ હરતા એવું ચિત્તે ધારીને,
મૂકું આપ સમીપમાં વિષય આ પ્રીતીથી વિસ્તારીને.

---

૧ દેતા. ૨ વીરામપામે છે. ૩ શિવમાર્ગી. ૪ પરમેશ્વર. ૫ આનંદ

प्रतिगृह मतिथी गृहीत दण्डोः ।
धृत जग दंड कमंडलु मकांडः ॥
त्रिभूवन जन तायुरात्त भिक्षोः ।
ह्यटति राम निशंहि काल भिक्षुः ॥

અર્થ:—કાળ રૂપી ભિક્ષુક, હાથમાં ડંડ ધારણ કરીને, આ જગત્, બ્રહ્માંડ રૂપી ડંડ કમંડળથી, ત્રણ ભુવનના લોકોના, આયુષ્ય રૂપી, ભિક્ષા લેતો, હમેશાં ઘેર ઘેર ફરે છે; માટે એ કાળ રૂપ ડંડના ભયથી નહિં ડરવાને, દરેક મનુષ્યે, ધર્મ કરણી, ( પ્રાણી માત્ર ઉપર દયાભાવ રાખવો, ) અને સત્ય કર્મ રૂપ, ક્રિયા શિવાય બીજો ઉપાય નથી; માટે પરમ પવિત્ર એવો દયા ધર્મ કરવામાં તત્પર રહેવું. દયા રાખવા વિશે એક દ્રષ્ટાંત અહિં લખીએ છીએ.

ચાંદી અને સુવર્ણ, તથા રત્નાદિક લક્ષ્મિએ કરીને વિરાજમાન એવા એક કુંદનપુર નગ્રમાં, સર્વ વૈરી રાજાઓના સૈન્યને ત્રાસ પમાડનાર, જીતશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો, તેને ચંદ્રના તેજને ઝાંખુ પાડે, એવા તેજવાળી શશીવસંત નામની પટરાણી હતી, શશીવસંત સર્વ શુભ ગુણોથી અલંકૃત હતી. નગ્રમાં સર્વ જાતની ઋદ્ધિ સમૃદ્ધિથી ભરપુર એવાં શ્રીમંત લોકો વસતા હતા, રાજાનો પ્રેમ પ્રજા ઉપર અપાર હતો. રૈયતને કોઇ પણ પ્રકારનું દુ:ખ હોય, એ વાતતો સ્વપ્ને પણ સંભવતીજ નહોતી. આખા રાજમાં ચોરીનું નો નામજ નહોતું. આધિ, વ્યાધિ, પીડા, ભય, અને શોક એતો કીંચીતજ જોવામાં આવતું હતું. સર્વ પ્રજા પોતપોતાના કામમાંજ નિમગ્ન રહેતી હતી. આ પ્રમાણે અપાર સુખનો સુર્ય હોવાં છતાં રાજા ઉપર વંધ્યા દોષનું એક કલંકીત વાદળ છવાયું હતું. રાજાનું મન એ કારણથી ઘણું ઉદવિઘ્ન રહેતું હતું. આવું અનેક પ્રકારનું સુખ હોવા છતાં, પણ તેને કોઈ કોઇ વખત પોતાના મનમાં કંટાળો ઉત્પન્ન થતો, અને તે પોતે વિચાર કરતો હતો કે, એક સંતાન વગર આ સર્વ વ્યર્થ છે.

## શિખરણી છંદ

થયું શું ? તે પૈસે દીન તણું ન જો પોષણ થયું,
થયુ શું ? સેવાયે કદી ન પરમાર્થે મન ગયું;
વળ્યુ શું ? સ્ત્રી સંગે મુખ નવ દીઠું પુત્રનું કદા,
થયું શું ? [1] તારૂણ્યે [2] યુવતી વિરહે [3] વ્યાકુળ સદા.
વળેકો શું ? તેમાં બીકણ જનને શસ્ત્ર [4]સજવે,
કહો શું ? મુરખ જીવ્યાથી નરને લાભજ ભવે;
શું ? [5]કોકિલા કંઠ [6]ઋતુનૃપ વિતેથી સુખ થશે,
ઘણા મિત્રોથી શું ! વડી વિપત વેળા દૂર વસે.

### અર્થ

જ્યારે પોતાની પાસે દ્રવ્ય હોય પણ તે દ્રવ્યથી જ્યારે ગરીબ લોકના પોષણનો અર્થ સચવાયો નહિં, તો તે પૈસો શું કામનો છે;

જ્યારે પરમાર્થ ન થયો તો તેનાથી પણ શું થયું ?

રુડી રૂપાળી સ્ત્રી હોવા છતાં પણ તેનાથી સંતતી લાભ થયો નહિં તો તે સ્ત્રીનો સંગ પણ શું કામનો છે ? કંઇજ નહિં, નકામો છે ? જુવાનીમાં સ્ત્રી વીયોગનું દુખ હોય તે પણ જીવતર શા કામનું છે ?

બ્હીકણ પુરૂષને હથીઆર સજ કરાવ્યાથી શું વળવાનું છે ?

મુરખ માણસના જીવવાથી કોને લાભ થવાનો છે ?

વસંત ઋતુ વિત્યા પછી કોયલના સ્વરથી શું સુખ થશે ?

ઘણા મિત્રો હોવા છતાં પણ દુઃખના સમયમાં કામ નહિં આવે તો તે શું કામના છે ?

ઉપર પ્રમાણે રાજા જીતશત્રુ વિચાર કરતો એક દિવશ રાત્રીને સમયે કોઇને ખબર આપ્યા વગર મનમાં ઉદાસી પણે વનમાં ચાલતો થયો.

---

૧ જુવાનીએ ૨ સ્ત્રીના વિયોગથી, ૩ દુખી, ૪ હથીઆર બંધાવવાથી ૫ કોયલને. સ્વર ૬ વસંત ઋતુ.

ચાલતાં ચાલતાં તે માહા અઘોર વનમાં આવી પડયો. પ્રભાત થયું. અને સૂર્યે પોતાના પ્રકાશીત કોમળ કીરણો પ્રસા-રવા માંડયાં, જંગલના પક્ષિઓનો મધુર ધ્વની સંભળાવવા લાગ્યાં, સુર્યના પ્રસરતાં કીરણોથી સર્વ પ્રાણીઓ આનંદ પામવા લાગ્યાં; પણ જીત શત્રુ રાજાને કાંઇજ ખુશ લાગ્યુ નહિં, રાજા ~~સ્વસ્થ થઇ~~ એક ઝાડ નીચે સ્વસ્થ થઇ બેઠો, એવામાં ત્યાં એક માહાત્મા પુરૂષનું અચાનક આવવું થયું. માહાત્મા પુરૂષ રાજાને સ્વસ્થપણે બેઠેલો જોઇ ઉભા રહયા અને રાજાને કારણ પુછયું; રાજાએ ખેદયુક્ત જવાબ દીધો, માહારાજ ! આપ આપને પંથે પળો, મુજ જેવા દુઃખી-નું દુઃખ નિવારણ કરવાને આપ સમ નથી, જો આપ માહારૂં સંકટ ટાળવાનું, વચન આપો તો હું, માહારૂં દુઃખ આપને નિવેદન કરૂં.

માહાત્મા પ્રસન્ન વદનથી બોલ્યા, હે રાજન? તાહારૂં દુઃખ ટાળવા કોઇ સમર્થ નથી. તું વંજયા દોષથી પીડાયેલો અહિં આવ્યો છે એમ કહી માહાત્મા આગળ ચાલતા થયા.

રાજા માહાત્માના મુખથી પોતના અંતરની વાત સાંભળી શ્રધાવંત થયો; અને માહાત્માની પાછળ જવા લાગ્યો.

માહાત્માએ પોતાની પાછળ આવતા રાજાને થોભવા કહયું.

રાજા માહાત્માના વચનથી ત્યાંજ થોભી રહયો; અને માહા ત્માની પાછા આવવાની રાહા જોતો બેઠો.

થોડા વખતમાં માહાત્મા સ્નાન સુધ્ધિ કરી પાછા આવ્યા એટલે રાજા માહાત્માની પાછળ પાછળ તેમના આશ્રમમાં ગયો; અને ખરા અંતઃકરણથી માહાત્માની સેવા કરવા લાગ્યો; માહાત્માએ અપ્રશસ્થ સેવાથી પ્રસન્ન થઈ રાજાને વરદાન આપ્યું, હે રાજા ? તાહારી રાણીથી તાહારે ત્યાં એક પુત્રી આજથી બાર માસમાં થશે. પણ તે પુત્રી તાહારા ઘરમાં યુવાવસ્થા પ્રાપ્ત થતાં સુધીજ રહેશે.

યુવાવસ્થા પ્રાપ્ત થતાં તાહારી પુત્રીનો તને વીયોગ થશે, અને થશે કાળે તાહરે પુનઃ તેનો મેળાપ થશે. અને તેનો પતી તાહારા રાજયનો ભોક્તા થશે. એમ કહી માહાત્મા આશ્રમ શહીત અંતર્ધ્યાન થયા.

અહિં રાજાના વિયોગથી કુંદનપુર નગ્રના લોકો ઉદાસ થયા અને દરબારીઓ તરફથી રાજાને શોધવાને ઘોડેસ્વારો ચોતરફ દોડાવ્યા, પણ પત્તો નહિં લાગવાથી સ્વારો નિમુર્ખ પાછા ફર્યા તેથી રૈયતવર્ગ પ્રધાનવર્ગ, તથા રાજય કુટુંબ અતિશય શોકમાં પડયા. અને આખું શેહેર સ્મશાનવત્ દેખાવા લાગ્યું. આ દીલગીરી ભરેલો દેખાવ લાંબો વખત ટકયો નહિં; થોડા કાળમાં રાજાનું પુનઃ આગમન થયું. રાજાના આવવાથી રૈયતવર્ગ તરફથી આણંદ ઓત્સવ રચાયો.

રાજા કુંદનપુર આવ્યા પછી થોડે દિવશે પટરાણી શશીવસંતને ગર્ભ રહયો; પુરા નવ માશ વીતતાં ઉર્વશી, રંભા, આદી ઈંદ્રાણીના તેજનું માન ઉતારે એવા તેજવાળી પુત્રીનો પ્રસવ થયો.

રાજાને પુત્રી પ્રસવના સમાચાર દરબારમાં દાસીએ આપ્યા, દાસીને વધામણીમાં, અનર્ગળ દ્રવ્ય રાજાએ આપ્યું. અને જે જે વધાઇમાં આવતા તેમને લખલુટ લક્ષ્મિ રાજા આપતો- નાગ્રીકો એ પણ ઘેર ઘેર વધાઇ ઓત્સવ રચ્યો. રાજા તરફથી પણ આઠ દિવશનો માંગલીક ઓત્સવ રચાવવામાં આવ્યો. ભાટાદીક જાચકો તો લક્ષાધીસ થયા; કારણ રાજાએ બહુ ભારે દાન આપ્યું.

એક માશની પુત્રી થઇ એટલે રાજાએ નામોત્સવ રચી કમળકળા નામ રાખ્યું. અનુક્રમે માસ, વર્ષ ગણાતાં પુત્રી યૌવનાવસ્તાને પ્રાપ્ત થઇ. અતિશય સૌંદર્યતાને પ્રાપ્ત થઇ ઇંદ્રાણીનો ગર્વ ઉતરે એવું રૂપ ખીલ્યું.

એક દિવશ કમળકળા જરૂખામાં બેઠી નગ્રચરચા જોતી હતી; ત્યારે ત્યાં થઇને નગરશેઠના પુત્ર હરિવાહનને ત્યાં આગળથી જતા જોયો.

નગરશેઠના પુત્રને જોઇ કુંવરીનું મન વિહ્વળ થયું. જેવી તે કુંવરી તેના ઉપર મોહિત થઈ, તેવોજ તેને મોહ પમાડવાને પોતાનું મુખ દેખાડવા યુકિતથી, તેના માર્ગમાં, ઉપરથી એક કાગળ નો કટકો નાંખ્યો. કાગળ પડતાં તે પુત્રે ઉંચું જોયું, અને તે બન્નેની એક નજર થઇ અને બન્ને જણ એક એક ઉપર મોહિત થયા. તેઓ બન્ને ઉપર મોહ રાજાના વિજયિ વાવટા ફરકયા.

કમળકળાએ પોતાની દાસી સાથે તેને નગ્ર બહાર દેવીના મંદીરમાં મળવાની ખબર મોકલી. વેહેવારીયાનો પુત્ર પણ સમાચાર જાણી, સંધ્યા સમયે નગ્ર બહાર દેવીને દેહેરે જઇને બેઠો. કમળકળા પણ શંકેત પ્રમાણે, નીમેલે વખતે ત્યાં આવી. દેવીના મંદીરમાં બેઉ ભેગા થયા.

તે બન્ને જણે સંકેત કર્યો કે, આપણે કાળીચૌદશને દિવસે મધ્ય રાત્રીને સમયે અહિં એકઠાં થવું અને અહિંથી વિદેશ જવું. હું અસ્વ ઉપર સ્વારી કરીને અનંગળ દ્રવ્ય લઇને આવીશ. તમે પણ તે દીવસે આવજો. આ પ્રમાણે સંકેત કરી તે બેઉ જણ છુટા પડયા.

પોતાને નગરશેઠના પુત્ર સાથે વિદેશ જવાના હેતુથી કુંવરીએ પોતાની માતા સાથે કજીઓ કર્યો, અને તેનાથી વીરક્ત થઇ અલગ મહેલમાં રહેવા લાગી, એમ કરવાનું કારણ એ હતું કે, પોતાનું ધારેલું કામ પાર પાડવામાં કાંઇ વિઘ્ન આવે નહિં.

હવે પેલો વેહેવારીયો પુત્ર હરિવાહન, વિચાર નક્કી કરી પોતાને ઘેર ગયો. માર્ગમાં તેને વિચાર આવ્યો, અને તેથી પસ્તાવો કરવા લાગ્યો, અને પોતાને નિંદવા લાગ્યો. હું કેવો ભાગ્યહીન, કે મેં કંટક જાળમાં હાથ નાખ્યો. મેં અકૃત્ય આદર્યું. કાંટાવાળા પણ, ગુલાબના છોડ રોપવાને બદલે, મેં મોટી મોટી શુળોવાળાં બાવળનાં ઝાડ રોપ્યાં. ઇંદ્રવારણા જેવાં ઉપરથી દીસતા ફળપર મોહ પામ્યો. મને માહારા મનમાં વિચાર આવ્યો નહિં. કે એ બાવળની શુળો મને, અને માહારા વડીલોને વાગશે, અને તેથી દુ:ખ થશે.

ઇંદ્રવારાણાના ઉપરથી દીશતા રંગપર મોહ થયો પણ તેમાંથી નીકળતા અતિવિષ જેવા કડવા સ્વાદનો, જરાએ વિચાર આવ્યો નહિં.

હમારા સંકેત પ્રમાણે ચાલ્યા ગયા પછી, રાજાના જાણમાં આવે કે, કુંવરીનું હરણ નગરશેઠના પુત્રે કર્યું છે, ત્યારે રાજા માહારા આખા કુટુંબને બેહાલ કરવા ચુકશે? નહિજ. રાજા માહારા ઘરની સર્વ લક્ષ્મિ લુટી લેશે અને માહારા માત પિતાને કારાગૃહે [ કેદખાનામાં ] નાંખશે.

માહારા મિત્રો પણ માહારી પ્રસંસાને બદલે નિંદા કરશે, માટે ધિક્કાર, ધિક્કાર, મને હજારવાર ધિકકાર છે. પણ હજુ કાંઇ બગડયું નથી, હજુ તો વિચાર કર્યો છે, એ વિચાર એની પાસે રહેશે, હું નહિ જઇશ તો, એને ફાવે તેમ કરશે, લોકો જાણશે તો એનેજ દોષ દેશે, મને કોઇ દોષ દેવાનું નથી માટે માહારે નિશ્ચય ત્યાં જવું નથી, એટલે સર્વ વાતે સીધું છે.

કહ્યું છે કેઃ—

स्त्री जातौ दांभिकता, भालूकता भूयसी वणीक जातौः।
रोपा क्षात्रिय जातौ, द्विज जातौ स्यात् पुनर्लोभाः॥

સ્ત્રી જાતમાં કપટ ઘણું હોય છે. વણીક જાતમાં ભય ઘણો હોય છે. ક્ષત્રિ જાતમાં રોષ ઘણો હોય છે. અને બ્રાહ્મણ જાતમાં લોભ વિશેષ હોય છે.

જે ઘણો બ્હીકણ હોય છે તે આ લોકના સુખને ભોગવે નહિ અને પરલોકે આત્માનું હિત પણ કરી શકે નહિં. બ્હીકણનું ભાગ્ય પણ એવું કયાંથી હોય કે રાજકન્યા વરે? જેનું પુર્ણ ભાગ્ય હોય અને જેને એ કન્યા સાથે પુર્વ જન્મનો સંબંધ હશે તે એ કન્યાને પરણશે.

એજ નગ્રમાં પ્રકૃતિએ ઉત્તમ અને કર્મે કઠણ એવો એક હરિવાહન નામનો માછી વસતો હતો, તે જાળ નાંખવાના કા-

મમાં ઘણો નિપુણ હતો. તેને કલ્યા નામની અતિ દુષ્ટ સ્ત્રી હતી. તે સ્ત્રીમાં તેના નામ પ્રમાણેજ ગુણ હતા. હરિવાહન માછી તેનાથી અતિશય બ્હીતો રેહેતો હતો. તેને સ્વપને પણ તેનાથી લેશ માત્ર સુખ મળતું નહોતું. અને સદા ખેદયુક્ત રેહેતો.

કહ્યું છે કેઃ—

कुग्रामवासः कुनरेंद्र सेवा ।
कुभोजनं क्रोधमुखीश्वभार्या ॥
कन्याबहुत्वं दरिद्रताच ।
षड्जीवलोके नरकांनिसंति ॥

અર્થઃ—નઠારૂં ગામ એટલે જયાં સાર અસાર સમજનાર લોકોની વસ્તી નહિં હોય, તેવું ગામ હોય ત્યાં રેહેવું નહિં. કુન-રેંદ્ર રાજા વગર વિચારે અથવા વગર વાંકે દંડે એવા રાજાની ચાકરી કરવી નહિ. કુભોજન એટલે સ્વાદ વગરનું જમવું અને જેની સ્ત્રી હમેશાં ક્રોધાતુર રહેતી હોય, ઘણી છોકરીઓનો પરીવાર હોય, અને ગરીબાઇ હોય, એ છએ જીવ આ લોકમાં પણ નર્કમાં વસનારા સમજવા. તો તેને વાસ્તે પરલોકે પણ નર્કજ આગળ છે.

હવે હરિવાહન માછીને હમેશાં ક્રોધાતુર સ્ત્રી હતી, તે હ-રિવાહન એક દિવસ નદિના કિનારાપર બેઠો બેઠો જાળ નાંખતો હતો અને અસંખ્ય હિંસા કરતો હતો; અવામાં ત્યાં આગળ થઈને એક મહાત્મા પુરૂષ જતા હતા, તે આ હરિવાહન માછીનું ભાગ્ય જોઇ, તેને અકૃત્ય કરતો દેખી, ત્યાં આગળ ઉભા રહ્યા. હરિવાહન માછીને તે માહાત્માએ પુછ્યું રે ! મુર્ખ આ અકાર્ય શું કરવા કરે છે ? તાહારા દિલમાં જરા પણ દયા ઉત્પન્ન થતી નથી? ગત્ સંસ્કારને લીધે આ ભવમાં તો તું અતિ દુઃખી એવો સમય ગુજારે છે અને આ ભવમાં પણ, અકાર્ય કરી આગામીકને શા સારૂં બગાડે છે ? આવા અકાર્યને લીધે, આવતા ભવમાં આથી પણ વધારે દુઃખને પ્રાપ્ત થશે, માટે સમજ અને તાહારાથી

બને તેવી કાંઇ પણ, ધર્મકરણી કર, કે જેથી તાહારો આ, અને હવે પછી થવાનો, બીજો ભવ સુધરે. દરેક મનુષ્યનું જીવનસાર્થક ધર્મ સાધનથીજ છે.

માહાત્માનું આ પ્રમાણે બોલવું સાંભળી, હરિવાહન માછીના મનમાં કાંઇક અસર થઇ, અને તેથી પોતાની જાળ પડતી મુકી, માહાત્માની સનમુખ, અંજલી જોડી ઉભો રહ્યો; અને વિનયથી કેહેવા લાગ્યો:—હે માહાનુભાવ ! હું માહારા ધર્મ પ્રમાણેજ કરૂં છું. હું માછીની જાત છું, અને માછલાં મારવાનો માહારો ધર્મ છે, તે પ્રમાણે કરૂં છું. આપ મને કયા ધર્મને વાસ્તે કહો છો, તે હું કાંઇ જાણતો નથી. હું માહારો કુળ ધર્મ એકાગ્ર ચિ-તે આરાધું છું. માહાત્માએ કહ્યું:—હે ભાઇ ! એ તો માત્ર વચનથીજ ધર્મ કેહેવાય છે, અને તેને તું ધર્મ કહે છે. ખરી રીતે એ ધર્મ નથી. કુળ ધર્મ કોને કેહેવો ? તે તાહારા જાણ-વામાં છે? જો નહિં જાણતો હોય તો સાંભળ હું તને કહું.

જેના વડીલો દુર્ભાગી, દુરાચારી, દુર્વ્યસની, અવિનીત, અને દાસવટું, એવા માહાનિંદીત અને હીણો કુળાચાર સેવતા હોય, તો તેહેના વંશજોએ પણ, એજ વર્તન કાયમ રાખવું, એ યોગ્ય છે ? શું સારો વખત આવે પોતાના વડીલો કરતાં સારૂં વર્તન નહિ કરવું ? અને અસલથી ચાલતો કુળાચાર, નઠારો નિંદીત હોય તેજ કાયમ રાખવો ? નહિં, નહિં, એ તાહારૂં ધારવું ખોટું છે, અને એને ધર્મ માનવો, એ પણ ખોટું છે.

ધર્મ તો એ છે કે, દરેક પ્રાણીપર સમાન દૃષ્ટિ રાખવી, અને તેમની ઉપર દયાભાવથી વર્તવું, એજ ખરો ધર્મ છે.

એથીજ ઉન્નતિએ પોહોચાય છે, સર્વ દુ:ખોને નાશ કરે છે. દરેક ધર્મમાં अहिंसा परमोधर्मः એ વાકયને પ્રથમ પદ આપ્યું છે. વળી માહાત્મા તુલશીદાસજીએ પણ કહ્યું છે કે:—

દયા ધર્મ કો મૂળ હે, પાપ મૂળ અભિમાન,<br>
તુળશી દયા ન છાંડીએ, જબલગ ઘટમાં પ્રાણ.

અહો ! જ્યારે આવા માહાત્માના આવાં વચન છે, અને તેઓ તેમની પાછળના કાળમાં મનુષ્યને બોધ લાગવા સારૂં, કહી ગયા છે, તો હે ધીવર ! તને સુખ મેળવવાની ઇચ્છા હોય તો, તે માહાત્માના સદબોધીક વચનોને આધારે, પ્રાણી માત્ર ઉપર દયા રાખવાનો ઉદ્યમ કર, જેથી તું આ લોક અને પરલોકમાં સુખી થશે.

ધીવર હરિવાહને અત્યંત નમ્રતાથી જવાબ આપ્યો, હે માહાત્મા ! હું ધીવર કુળ છું, તો જેમ રંકના ઘરમાં અમૃત ભોજન નહિ, અને મરૂ ભૂમીમાં કલ્પવૃક્ષ નહિ, અને મેવાડ દેશમાં કાંટા, પથરા, અને પર્વતો સિવાય બીજું કાંઇજ નહિ, તેમ ઢીમર કુળમાં દયા એ કેમ બની શકે ? એતો અસંભવીત છે. જો હું દયા ધર્મ અંગીકાર કરૂં, તો માહારા કુટુંબનું પોષણ કેમ કરી શકુ ? હું અને માહારૂં આખું કુટુંબ, એ ધર્મ પાળવાથી ભુખમરાને વશ પડીએ. હું એ ધર્મ અંગીકાર કરવાને કેવળ અયોગ્ય છું, માહારાથી નહિ પાળી શકાય, એવો ધર્મ હું અંગીકાર કરીશ નહિં.

આ પ્રમાણે માછી હરિવાહનનું, બોલવું સાંભળી મહાત્મા તેને કેહેવા લાગ્યાઃ—હે ધીવર ! હમારો ઉપદેશ, તને અને તાહારા આખા કુટુંબને ભૂખે મારવાને વાસ્તે નથી, અને તને તાહારો ધંધો છોડાવવાનો હમારો હેતું નથી; પણ સોમાં સવાયો, મુડામાંથી મુંઠી, એ પ્રમાણે તાહારાથી બને તેટલો તાહારે પાળવો, એવો હમારો ઉપદેશ છે. જ્યારે તને એના ખરા ગુણની ખબર પડશે, અને તેની તને અસર થશે, ત્યારે તું તાહારી મેળેજ સર્વથા ત્યાગ કરીશ. તું ભાગ્યવાન દેખાય છે, અને તેટલાજ સારૂં તને હમે કહીએ છીએ. તાહારૂં ભાગ્યોદય પાસેજ છે. અને તું થોડાજ સમયમાં તેના ફળ પામશે. માટે જેટલું તાહારાથી બને તેટલું તું તાહારા મુખથી કહે.

હરિવાહન માછી—માહારાજ ! માહારી કેહેવાની ગતી નથી, માટે આપને જે વ્યાજબી લાગે, તે પ્રમાણે ફરમાવો. જો માહારાથી પાળી શકાય, એટલું હશે તો હા કહીશ, નહી તો ના કહીશ.

માહાત્મા—હમે કોઇને પણ, વગર વિચાર્યું કહેતા નથી. જેનાથી બોજો નહિં ઉપાડાય, તેના ઉપર વધુ ચઢાવવાથી, અશ્રદ્ધા થાય છે. માટે માહારૂં કેહેવું એટલુંજ છે કે, રોજ એક મચ્છ જે તાહારી જાળમાં પ્રથમ આવે, તેને જીવતો છોડી મુકવો. આખો દિવસ તાહારો કુળાચાર, તને ફાવે તેમ કરે, તેમાં હમે હા, કે, ના, કહેતા નથો, અને તે તાહારી મરજીપર છે.

આ પ્રમાણે દરરોજ, પ્રથમ એક મચ્છને અભય કરવાનું માહાત્માને મુખેથી સાંભળી, હરિવાહન માછી ખુશી થઇ બોલ્યો હે માહારાજ ! આપના કહેવા પ્રમાણે હું નિશ્ચય સર્વદા વર્તીશ; એમાં જરા પણ વાંધો લેવાનું, મને કારણ નથી. એ પ્રમાણે વર્તવા હું પ્રાણાંતે પણ ચુકીશ નહિં. આપનું વચન સત્ય છે. એથી મને અને નાહારા કુટુંબને કાંઈજ હરકત આવે તેમ નથી. હું આપના ઉપદેશથી, ખરા અંતઃકરણ પૂર્વક બંધાઇ ચુકયો છું. ગમે તેમ થાય તોપણ આપના આગળ, આ વખતે લીધેલું, પણ પાળવા ચુકીશ નહિં.

માછીનો આવો દ્દઢ નિશ્ચય થયા પછી, માહાત્મા આશિર્વાદ આપી અંતરધ્યાન થયા.

હવે પેલા માછી હરિવાહને પોતાના મન સાથે દ્રઢ નિશ્ચય કર્યો કે, માહારે આ વ્રત ચોકશ પાળવું. એમ ધારી ઉંડા જળમાં જાળ નાખી. જાળ નાખતાં તુરત તેહેના વ્રતિક મનની ખાત્રી કરવા એક મોહોટું મછ તેની જાળમાં આવ્યું; પણ હરિવાહન માછીએ તો, પોતાનું મન ચળવચળ કર્યા વગર, મકમપણે પોતાનું વ્રત પાળવા, તેને પાછું ઉંડા જળમાં નીશાનીરૂપે તેને ગળે એક કોડી બાંધી, જીવતું છોડી મુકયું.

ફરીથી જાળ નાંખતાં તેજ મછ પાછું તેની જાળમાં આવ્યું. તે પણ નિશાની જોઈ પાછું છોડી મુકયું, એમ અનુક્રમે એક, બે, ત્રણ, ચાર, પાંચ, વખત જાળ નાંખતાં. નિર્ભયપણે તેનો તેજ મછ આવતો જાણી, સ્થાન બદલી, બીજે સ્થાને જઈ જાળ નાંખવા માંડી; ત્યાં પણ વારંવાર તેજ મછ આવ્યો, ફરી ત્રીજે સ્થાને ગયો, ત્યાં જાળ નાંખી, ત્યાં પણ આગળની માફક તેજ મછ આવ્યો. એમ એક પછી બીજું, અને બીજા પછી ત્રીજું ત્રીજા પછી ચોથું અનુક્રમે સ્થાન બદલતાં સાંજનો સમય થયો પણ બીજો મછ આવ્યો નહિં, અને તેજ મછ પુનઃ પુનઃ આવે પણ તે માછી પોતાનું મન ડગાવતો નથી, અને વારંવાર જીવતો મુકયા કરે. છેવટે કંટાળી જઈ જાળ પડતી મુકી નિરાશ થઈ નદીના કિનારાપર બેઠો.

જે મછ વારંવાર આવતું તે મછ ખરેખર મછ નહોતું પણ સમુદ્રાધીષ્ટિત દેવતાએ તેના વૃતના નિશ્ચયપણાનું પારખું જોવા મોકલેલો દેવતા હતો. આવો દ્દઢ નિશ્ચય જોઈ તે દેવતા પેલો હરિવાન માછી કીનારાપર બેઠો છે, ત્યાં તેની સનમુખ આવી દેવ સ્વરૂપે ઉભો રહ્યો.

દેવ—હે હરિવાહન ! હું તાહારા દ્દઢપણા ઉપર ઘણો સંતોષ પામ્યો છું, અને તાહારા જેવા સ્થીર દ્દઢતાવાળા પુરૂષો થોડાજ હોય છે. હાલના માણસો એવા હોય છે, કે લીધેલા વૃતમાં અનેક જાતના તર્કવિર્તક કરી, તેનું ખંડન કરે છે. જો હરિવાહનને બદલે, હાલના જમાનાનો પુરૂષ હોય, તો એવો વિચાર કરે કે એકજ જીવ જે પ્રથમ આવે તેને અભય કરવો, પણ આપણે શું જાણીએ, કે એ ફરીથી આવેલો તેનો તેજ હશે ! કદાપી નિશાની કરી હોય તો તેનો જવાબ દેશે, કે એકજ જીવ જે પેહેલો આવે તેને અભય કરવો, પણ ફરીથી આવે તો આપણે શું કરીએ ! તેના ભોગ કે બીજી વખત ફરી આવ્યો; એમ કરીને તેનાથી પોતાનું કામ પાર પાડે પણ હરિવાહન તો ખાસ નિશ્ચય

તાવાળો હતો, અને તેથીજ આખો દિવસ આવ્યા છતાં, પોષણ નહિં મળ્યું, તોપણ જેને અભય કર્યા તે સાચોજ; એમ ધારી ને વારંવાર છોડયો, અને તેટલાજ માટે સમુદ્રાધિષ્ટિત દેવતાને શાહાય થવું પડયું. તેથી દેવે તેને સાક્ષાત આવી વરદાન માંગવા કહ્યું.

હરિવાહને નિર્લોભપણે દેવને કહ્યું, હે દેવ! આપ માહારા ઉપર પ્રસન્ન થયા હો; તો જયારે માહારા ઉપર કાંઇ પણ સંકટ આવી પડે, ત્યારે માહારૂ સંકટ નિવારણ કરજો. એ શિવાય મને બીજી કાંઈ અપેક્ષા નથી.

દેવે તેને તથાસ્તુઃ કહી આશિર્વાદ આપ્યો, અને કહ્યું કે આજેજ તાહારૂ ભાગ્ય ખુલશે, તને વિઘ્ન આવે, તોપણ ડરતો નહિં. તાહારા વિઘ્નનું હું નિવારણ કરીશ, એમ કહી દેવ અંતર ધ્યાન થયો.

હવે દ્રઢ મનવાળો, પણ કત્યા નામની સ્ત્રીના ભયથી, ત્રાસ પામનારો હરિવાહન માછી, પોતાના ઘર તરફ જવાને વિચાર કરે છે; પણ કત્યા સ્ત્રીના ત્રાસને લીધે, તેની ઘેર જવાની હીમત ચાલતી નથી. કારણકે આખો દિવસ શ્રમ કર્યા છતાં કાંઇજ મળ્યું નહિં. જો ખાલી હાથે જાય તો તેની કત્યા નામની ભાર્યા, તેને ઠરવા દે નહિં, અને ગાળોનો વરસાદ વરસાવે, એટલુંજ નહિં પણ તેને ભુખો પણ ઠરીને સુવા દે નહિં. એવા ત્રાસથી ત્રાસીત થયેલા હરિવાહને ઘેર જવાનો વિચાર બંધ રાખ્યો, અને શેહેર બાહાર આવેલા દેવીના મંદિરમાં આખી રાત સંતાઇ રહી, બીજે દિવસે સવારમાં ઉઠી, નદી કીનારે જઇ, ફરીથી પ્રયત્ન કરી, જે કાંઇ મળે તે લઇ સાંજને વખતે ઘેર જવું એવો નિશ્ચય કર્યો.

આ પ્રમાણે વિચાર કરી, દેવીના મંદીરના પાછલા ભાગમાં સંતાઇને બેઠો. તે દિવસ કાળીચૌદસનો હતો.

કાળીચૌદશનો દિવસ, રાજા જીત શત્રુની પુત્રી કમળકળા, અને નગરશેઠના પુત્ર હરિવાહનને વિદેશ જવાના ઠરાવનો હતો.

નગરશેઠનો પુત્ર હરિવાહન રાજય દંડના ભયથી ત્યાં જવાનો હતો નહિં, કારણુકે એ કન્યા તેના ભાગ્યની નહોતી, માટે કહયું છે કેઃ— કર્મને અનુસારે બુદ્ધી એ વાત સાચી છે. અને એ આધારે એના કર્મની નહિં તેથી ત્યાં નહિં જવાનો ઠરાવ કર્યો હતો.

કમળકળા પોતાના ઠરાવ પ્રમાણે મધ્ય રાત્રીએ, અસ્વ શાળામાંથી, સારો અસ્વ લઇ, તે ઉપર પોતાનાથી લેવાયું તેટ લું જવાહીર લાધ્યું; અને વિધવિધ જાતના વસ્ત્રાભુષણ લીધા અને દ્વાર આગળ આવી ઉભી, અને દ્વારપાળને દ્વાર ઉઘાડવા એક અમુલ્ય વીટી આપી, દ્વાર ઉઘડાવ્યાં. જતી વખતે કહયું કે હું આજે નગ્ર બાહાર આવેલા દેવીના મંદીરે દેવીની શાધના કરવા જાઉ છું માટે માહારી સાથે કોઈનું કામ નથી. એમ કહી અસ્વારૂઢ થઇ ચાલતી થઇ. અને દેવીના મંદીરના દ્વાર પાસે આવી પહોંચી. કમળકળાને ખાત્રી હતી, કે નગરશેઠનો પુત્ર હરિવાહન આવ્યો હશે; નગરશેઠના પુત્રે તો નહિંજ જવાનો ઠરાવ કર્યો હતો; પણ કાળીચૌદશની રાત્રીને સમયે પોતાનો ઠરાવ તેને યાદ આવ્યો. ત્યાં જવાનું મન ઘણું હતું, એક તરફથી ભય અને બીજી તરફથી રૂપવાન સ્રીરૂપી રત્નની લાલચ, આ બે બાબતમાં તે ઘણીવાર સુધી ગુંચવણમાં પડયો. શું કરવું તે સુજ્યું નહિં. વણીક જાત અગમ પાળ બાંધનારી, અને બીકણુ કેહેવાય છે, તેમ તેને ફરી પાછા ભયનાજ દર્શન થવા લાગ્યા.

સ્વગત તે પોતાના મન સાથે બોલવા લાગ્યો કેઃ—

એ કન્યા તો વ્રેહાગ્નિથી ઘેલી થઇ છે. પણ હું કાંઈ તેવો થયો નથી. સ્રી જાત પ્રછન્ન કાર્ય કરનારી ગણાય છે. રાત પણ અંધારી છે, અને રાત્રીને પણ પાપકર્મના સાહાયકનું રૂપ મોહોટા પુરૂષોએ આપ્યું છે; માટે અંધારી રાતે બાહાર નીકળવું એ પણ વિચારવા જેવું છે.

આગળ મને સુખ થશે, કે દુઃખ થશે. એ વાતનું નક્કીપણું શું ? પણ હમણાં તો હું અપરાધી થાઉં, અને વધારામાં માહારા માતપીતાનો વિયોગી થાઉં. કદાચ રસ્તે જતાં તેની સાથે પકડાઇ જાઉં તો રાજા મને મારી નાંખ્યા વગર રહેશે નહિં. એની પુત્રીનો અપરાધ ગણાશે નહિં, અને માહારો અપરાધ આગળ કરી, માહારા માતપીતાને દુખ દેશે. માટે ઘેર બેસી રહેવું સારૂં છે, તેને ફાવશે ત્યાં જઇને પાછી ફરશે. અને પાછી આવી જો પુછશે તો જેવા પાસા તેવા દાવ કરી સમજાવીશું; બહુ થશે તો કેહેશે કે વાણીઆભાઇ બીકણ છે. તો તેમાં માહારૂં શું જવાનું છે? બધી દુનીઆ જાણે છે, અને વાણીઆને પોચા કહે છે. આવી રીતે વિચાર કરી, તે નિર્ભાગી વણીક ઘેર સુઇ રહયો. કવી કહે છેઃ—

જે માણસ બ્હીકણ હોય છે, તે આ લોકના શુખ ભોગવી શકતો નથી, અને પરલોકને વાસ્તે પોતાના આત્માનું હીત પણ સાધી શકે નહિં, વળી એવું ભાગ્ય વણીક પુત્રનું કયાંથી હોય કે રાજકન્યા હાથ આવે? જેનું ભાગ્યોદય હશે અને એ કન્યા સાથે જેને પુર્વનો સંબંધ હશે, તે એ કન્યાને લઇ જશે.

હવે કમળકળા જે પોતાનું કાર્ય સાધવા, દેવીના દેહેરા પાસે આવી હતી, તે એકદમ જોરથી, હરિવાહનને બુમ પાડવા લાગી. તેણીએ કહયુંઃ—કોઇ પુન્યવંત એવો હરિવાહન નામનો પુરૂષ અહિં છે?

અતિશય તેજ અને કાંન્તીવાન, અને શુશોભીત વસ્ત્રાલંકારે વિભુષીત, રૂપે ચંદ્રને ઝાંખો પાડે એવી અને અસ્વારૂઢ થયેલી, દેવ કન્યા જેવી સ્ત્રીના, અમૃત સમાન વચનો હરિવાહન માછીને કાને પડતાં આશ્ચર્ય પામ્યો; તેને મોઢેથી પોતાનું નામ સાંભળી અત્યંત ખુશી થઇ, દેહેરામાં બેઠાંજ હુંકારરૂપ પ્રત્યુત્તર વાળ્યો.

તે હુંકાર શબ્દ સાંભળી કન્યા બોલીઃ— હે સ્વામિનાથ! હે માહારા નેત્ર ! માહારા હૈયાના હાર ! હે પ્રાણેશ ! આપ

જલદી બહાર આવો. આજે દેશાંતર જવાનો આપણુ બંન્નેનો મનોરથ ફળ્યો. આજેજ અમૃતની વૃષ્ટી થઈ. આણંદ ઓત્સવ થયો માટે ઝટ બહાર આવો, અને ચાલો. અંદર કેમ બેસી રહ્યાછો ? શું ઉંઘી તો ગયા નથી ?

આ પ્રમાણે કન્યાનું બોલવું સાંભળી, હરીવાહન માછી પોતાના મનમાં વિચારવા લાગ્યો કે આ ઉપમા આપે છે, તે મને નથી, પણ માહારા નામનો બીજો કોઇ પુરૂષ હોવો જોઇએ, તેની શાથે એને શંબંધ હશે, અને તેની સાથે કરેલા સંકેત પ્રમાણે તેને શોધતી અહીં આવી છે. તે પુરૂષ અહીં આવ્યો હોય એમ લાગતું નથી. અહિં માહારા વગર બીજો કોઇ પુરૂષ આ દેવળમાં માલુમ પડતો નથી. મને વગર મેહેનતે આવી દેવકન્યા જેવી સ્ત્રી મળે છે, અને ખરી પ્રીતીથી બોલાવે છે, તો હું શામાટે તેની સાથે નહિં જાઉ ? આજેજ મને દેવતા પ્રસન્ન થયા, ત્યારે તેમણે કહ્યું હતું; કે તાહારૂં ભાગ્યોદય નજીક આવ્યું છે, અને તેમનીજ આ માયા કેમ નહિં હોય ? લક્ષ્મિ ચાંલ્લો કરવા આવે, ત્યારે કપાળ ધોવા કોણ મુર્ખ જાય? એમ વિચાર કરી વીધુતના ચમકારાની માફક, પૂર્ણ જોશથી દેવીના દેહેરામાંથી બહાર નિકળ્યો, અને તેની પાસે થઈને, તેની આગળ આગળ પગપાળો ચાલવા લાગ્યો. કન્યા કમળકળાએ પણ તેની પાછળ પાછળ ઘોડો ચલાવ્યો. તેઓ બંને શેહેરથી ઘણે દુર નિકળી ગયાં.

માર્ગમાં ચાલતાં, હરિવાહન માછીએ વિચાર્યું કે, આ સર્વ પ્રતાપ દેવનાજ છે. માહાત્માના બોધથી માત્ર એકજ જીવને અભય કરવાના વૃતનું આ ફળ છે. હવે પછી માહારે કદી પણ માછલાં પકડવાં નહિં. આ પ્રમાણે પોતાના મન સાથે નિશ્ચય કરી, જેમ ભીખારીને રત્નના ભંડાર મળે, અને પોતાનું ભીખનું માટીનું ભાજન ફેંકી દે, તેમ પોતાના હાથમાંની જાળ, હરિવાહને દુર ફેંકી દીધી.

આ કન્યા માહારા સ્વાધિનમાં રહો, કે ન રહો પણ મારા મનથી કરેલો નિયમ ભંગ કરીશ નહિં. ગમે તે જાતનો બીજો ધંધો કરવો પણ એ કામ નિશ્ચય કરીશ નહિં.

હવે કન્યા કમળકળા, હરિવાહનને વસ્ત્રાભૂષણ વગરનો નાગો, અને અસ્વ રહીત જોઈ, પોતાના મનમાં વિચાર કરવા લાગી, કે આને કોઇએ, માર્ગમાં લુટી લીધો હોય એમ લાગે છે. હું એને એ વિશે પૂછું. એમ વિચારી તેને પુછે છે. "હે સ્વામિ ! આપ આમ કેમ દીસો છો ? માર્ગમાં આપને કોઈ ખળ પુરૂષે લુટી લીધા, અથવા તો વડીલની ચોરીથી રાત્રીએ જેવા સુતા હતા તેવાજ આવ્યા છો ?

તે સાંભળી હરિવાહને "હુંકાર" શબ્દે જવાબ આપ્યો, પણ બીજો કોઇ પ્રકારનો જવાબ આપ્યો નહિં. તે જાણતો હતો, કે આજે માહારાં દુષ્ટ કર્મ દૂર થયાં છે, એમ દીસે છે. હું બોલીશ તો એ કન્યા માહારો સ્વર ઓળખીને, પાછી ફરી જાય તો માહારે એખલા પડવું પડે, અને માહારૂં કાંત્યુ પીંજ્યું કપાસ થાય એ કહેવત પ્રમાણે થાય. માટે ઘણે દુર ગયા વગર મોઢેથી ઉચ્ચાર કાઢવો નહિં. એવો મનસુબો ધારી, મૌન્ય રહયો અને જ્યારે ત્યારે હુંકાર શિવાય બીજો શબ્દ કાઢયો નહિં.

કન્યા કમળકળા, હુકાર શબ્દ પ્રત્યુત્તરમાં સાંભળી, પોતે વિચાર કરે છે કે, એને કોઇ ખળ પુરૂષે લુટયો છે. અને તેના ખેદથી, શરમીંદો પડી ગયો છે, તેટલા માટે હુકાર શબ્દ બોલે છે.

ઉપર પ્રમાણે પોતાના મનમાં ધારણા કરી, પોતાની પાસેથી સારા વસ્ત્રાલંકાર, તેને પહેરવા આપ્યા; અને કહ્યું કે હે પ્રીયે ! આપે જરા પણ શોક કરવો નહિ. માહારી પાસે ઘણું દ્રવ્ય છે. અને એ દ્રવ્ય કોનું છે ? એ આપનુંજ છે. આપને ચિંતા રાખવા નું કાંઈ કારણ નથી. આપણું મનવાંછીત સર્વ પ્રકારે સિદ્ધ થશે. જે ડાહયો પુરૂષ હોય તે છતે ધને હિણું સ્વપ્ન પણ નહિ

ધરે. આપ ખેદને દૂર કરો, અને માહારી સાથે હાસ્યવિનોદની પ્રેમવાર્તા કરો.

હરિવાહને દુર જઇ, પોતાની લંગોટી, જેમ કોઇ ભીખારીને રાજ્ય મળે, ત્યારે જેમ પોતાની ટુટી ફાટી ઝોળી, દુર ફેંકી દે, તેમ ફેંકી દીધી, અને કમળકળાએ આપેલાં શુશોભિત વસ્ત્રો ધારણ કર્યાં, અને આગળ ચાલવા લાગ્યો.

માર્ગમાં ચાલતાં, કન્યા કમળકળા, હરિવાહન માછીને પોતાનો ઇચ્છીત પુરૂષ જાણી, હાસ્ય વિનોદની વાતો કરવા લાગી અને પ્રેમ દર્શાવવા લાગી.

હરિવાહન તો મૌન્ય રહયો. તેણે વિચાર્યું કે હાલતો હુંકાર શબ્દ, ફળદાઈ છે. બીજા બોલો સુખના નાશ કરનાર નિવડશે. માટે હુંકાર શબ્દ બોલવો.

જ્યારે હરિવાહન પ્રેમ વાર્તાથી પણ કાંઇજ બોલ્યો નહિં, ત્યારે કમળકળાને પોતાના મનમાં શંકા ઉત્પન્ન થઇ. તે વિચારવા લાગી કે, શું એ અહંકારી હશે? એકજ હુંકાર બોલે છે, બીજું કાંઇ બોલતો નથી. હુંકાર શબ્દ પણ દુર રહીને બોલે છે, પાસે આવતો નથી, માટે કદાપી માહારા ઉપર રોશે તો ભરાયો નહિં હોય? માહારા સામું પણ જોતો નથી. વળી એની ચાલ પણ કોઇ જંગલી માણસ જેવી દેખાય છે, સારી રીતે ચાલતાં પણ આવડતું નથી. ઉદ્ધત શરખી ચાલ દેખાય છે. રખેને એ માહારા ઇચ્છીત હરિવાહનને બદલે, કોઇ બીજો પુરૂષ હોય?

પોતે ઘોડા ઉપર બેઠેલી હતી, તો પણ ઘોડાને તેની પાછળ ધીમો ચાલવતી હતી, તે હવે પોતાની શંકા દુર કરવા, પોતાના ઘોડાને જરા વધારે દબાવી, આગળ થઇ.

રાત્રી અંધારી હતી, તોપણ તારાઓનો પ્રકાશ પડતો હતો, તેથી તેની સામે પોતાનો ઘોડો ઉભો રાખી તેની મુખમુદ્રા

જોઇ. પોતાનો ઇચ્છીત વણીક પૂત્ર હરિવાહનને બદલે બજા કુરૂપ પુરૂષને જોઇ હાહાકાર કરવા લાગી.

કમળકળા આક્રંદ કરતી બોલવા લાગી, હે દુષ્ટ બુદ્ધિ વિધાતા! તેં મને આજે બેઉ તરફથી વીખુટી પાડી. મને જન્મ શમયે કેમ મારી નાંખી નહી? સું આ વખતને વાસ્તેજ મને જીવતી રાખી? માહારૂં રૂપ આવાજ પુરૂષને વાસ્તે નિર્મ્યું હતુ? નહિં, નહિં, એમા વિધીનો વાંક નથી. મને ખોટી મત ઉપજી માટે મનેજ ધિક્કાર છે, સત સહસ્ત્રધા ધિક્કાર છે. મને કાદવમાં ખુંચી ગયેલા હાથીની માફક થયું.

હાથીનું દ્રષ્ટાંત આપીએ છીએ.

निदाधे दाहार्तो प्रचरतर तृष्णा तरलितः ।
सरःपूर्ण द्रष्टवा त्वरित मुपयातः करीवराः ॥
तथा पंके मग्न स्तट निकट वर्ति न्यापि यथाः ।
नतीरंनो नीरं द्वयमपि विनष्टं विधिशात्‌ः ॥

અર્થઃ—ઉનાળાના ઉષ્ણ કાળમાં, ઘણી તૃષાથી પીડાએલા, એવા એક હાથીએ પાણીથી ભરેલું, એક સરોવર દીઠું; તરસ ઘણી લાગી હતી, તેથી પાણી પીવાની ઇચ્છાએ, તે એકદમ સરોવરમાં ઉતર્યો. હાથી જેવો સરોવરમાં ઉતર્યો તેવોજ સરોવરના કાદવમાં ખુંચી ગયો. સરોવર કાદવથી ભરેલું હતું, અને પાણી તો ઉપર ઉપર થોડું હતું; એટલે કપટ સરોવર કહીએ તો ચાલે. હાથી કાદવમાં ખુંચાયો તેથી કાંઠો નજીક હોવા છતાં બાહાર નિકળાયું નહિં, અને પાણી થોડું ઉપર ઉપર હતું, તેથી પાણી પણ પીવાયું નહિં, તે હાથીની કૃતઘ્નતાને લીધે કાંઠો પણ પામ્યો નહિં, અને પાણી પણ પી શકયો નહિં. તેવીજ રીતે મને પણ માહરાં માતા પિતાનો વિયોગ પડયો, રાજ્યલક્ષ્મિનો ત્યાગ થયો, લોક વિરૂધ આચરણથી નિંદાને

પાત્ર થઈ. છતાં પણ જેમ હાથી પાણી ધારતો હતો અને કાદવ નિકળ્યો, તેમ જેને હું હીરો ધારતી હતી તેને બદલે કાચનો કટકો હાથ લાગ્યો. એ સર્વ મને માહારી કૃતઘ્નતાના ફળ મળ્યા છે. જો મેં વડીલની આજ્ઞા પાળી હોત, અને તેમનો ડર રાખ્યો હોત, તો, માહરે આ વખત આવતે નહિં, અને હું સુખી થાત. એ ઉપર એક સાધારણ કહેવત છે કે ( લેને ગઇ પુત અને ખોઇ આવી ખસમ. )

હે ! ભાઇઓ તથા બેહેનો ! તમને માહારે કેહેવાનું એટલુંજ કે, કોઇ દિવસ સ્વછંદાચારી બનશો નહિં, નહિં તો મહારા જેવાં ફળ પામશો. એવાં કડવાં ફળ ચાખતાં પહેલાં, માહારૂં દ્રષ્ટાંત ધ્યાનમાં રાખજો. અને કદી પણ સ્વછંદીપણાથી ફસાતા નહિં. સ્ત્રી જાતીએ તો કદી પણ સ્વછંદી બનવુંજ નહિં, અને જેણે જેણે સ્વછંદ ગ્રહણ કરી સ્વેચ્છાએ વર્ત્યાં છે તેમને એવા ફળ મળ્યાના ઘણાં દૃષ્ટાંત મોજુદ છે. એ વિષય કોઇને અજાણ્યો હશે નહિં, માટે મહારૂ દૃષ્ટાંત હર વખત ધ્યાનમાં રાખજો, ચુકશો નહિં.

પ્રથમથીજ મેં એને નાગો, અને નિર્ધન જોયો હતો, પણ એ બીજો હશે, એવું મને જરા પણ લાગ્યું નહિ, અને કામાંધતાને લીધે મારો ઇચ્છીત પુરૂષજ છે, એમ માન્યું, અને એ લુટાયો હશે, અગર કાંઇ છુપે વેશે નાહાશી આવ્યો હશે, એવોજ વિચાર કરીને, પ્રથમજ જોયા વગર હું આટલે સુધી આવી. ધિક્કાર છે, કામાંધ પ્રાણીને. કામાંધ માણસો સ્વેછાએ વર્તે છે, અને તેના કડવાં ફળ મોડાં વેહેલાં જરૂર પામે છે.

હવે માહારૂં શું થશે ? માહરે આ પુરૂષ સાથે મહારી જીંદગી ગાળવી પડશે. મને મહારી આખી જીંદગીમાં આ પુરૂષના સંબંધથી, લેશ માત્ર પણ સુખ પ્રાપ્ત થશે નહિં. હું જીવીત પર્યંત દુઃખીજ રહીશ. આ કરતાં તો હું મુઇ હોત તો સારૂં. માબાપ સવારમાં જાણશે ત્યારે, તે માહારે વાસ્તે

માહા પશ્ચાતાપ કરશે. જેઓ મને પોતાના પ્રાણ કરતાં અધિક ગણતાં હતાં, મને જોયા વગર, પોતે અન્ન પ્રાસન કરતા નહોતાં, મહારા વગર અંધ જેવાં બની જતાં, તેઓ મહારી પ્રસંશા કરવાને બદલે મહારી નિંદા કરશે. કહેશે કે દેવતાના વરદાનથી આવી કુળ કલંકીત કરનારી દુષ્ટા, નહિં થઈ હોત તો સારૂં. એવા એવા અનેક વિચાર કરીને મને નિચ ગણી કાઢશે.

આ પ્રમાણે આર્ત પીડિત કન્યા કમળકળા મરવાની ઇચ્છા કરતી, મૂર્છા ખાઇ અચેતન બની અસ્વ ઉપરથી, જમીનપર પડી ગઇ; અને તરફડીઆં મારવા લાગી.

આ પ્રમાણે આક્રંદ કરતી મૂર્છા ખાઇ, જમીનપર આળોટતી કન્યા કમળકળાને જોઇ, હરિવાહન વિચારમાં પડયો. હવે આની સાથે સંસાર સુખ મળવાની, સ્વપ્ને પણ આશા રાખવા જેવું દેખાતું નથી; કારણ કે મહારૂં રૂપ જોતાંજ, અગ્નિમાં પડયાની પેઠે દગ્ધ થઇ છે; માટે હવે અહિં માહરે પણ શું કરવું ? મેં મહારી કત્યા સ્ત્રીને છોડી.

મહારી કત્યા સ્ત્રી દૂષ્ટ હતી, મને અતિ પીડા આપતી હતી, તો પણ મહારી સ્ત્રી હતી, એમાં કાંઇ વાંધો હતો નહિં. સારને બદલે અસાર છોડયું, અને સાર તો આ પ્રમાણે આક્રંદ કરે છે, તો હું ધારૂં છું કે મને એ કૃત્યા કરતાં પણ વધારે દુઃખદાઇ નિવડશે. આ વખતમાં દેવ સાહાય થઈ એની બુદ્ધિ ફેરવે, તોજ માહારૂં કામ થાય, નહિંતો માહારી તો પૂરી ફજેતી છે.

સાહયક દેવે તુરતજ કન્યા કમળકળાની બુદ્ધિમાં ફેરફાર કર્યો.

કન્યા કમળકળા મુર્છાથી શાંત થયા પછી, વિચારવા લાગી, કે ગઇ વસ્તુનો સોચ કરવાથી કાંઇ ફાયદો નથી. ડાહયા પુરૂષો કહે છે કે **गतं न सोचव्यं.** માટે હું વણીક પુત્ર હરિવાહનને ઇચ્છતી હતી, પણ તે મને જોવા માંગતો નહિ હોય, અને તેથીજ

એ અહીં નહિં આવ્યો, તેથી એમ સમજાય છે, કે જો એને માહારી સાથે, જેવી મને તેની સાથે પ્રીતી છે, તેવીજ પ્રીતી હોતે તો, જરૂર તે મારી સાથે આવ્યા વગર રહેતેજ નહિં. જો તે આવતે તો આ પુરૂષ માહારી સાથે આવતે નહિં. માહારા કર્મમાંજ એજ લખાયો હશે. માટે સારો કે નઠારો જે કર્મે લખાયો એજ માહારો સ્વામિ. હવે એને મુકી, વણીક પુત્ર હરિવાહનને ભજવો કે યાદ કરવો એ ખોટું છે. હવે તેનું નામ દેવું એ ઉચીત છે; માટે હવે એનેજ વિશેષ પ્રકારે જોઉં કે, એ કોણ છે, એની જાતી કોણ છે, આગળ એ ભાગ્યવંત નિવડશે, કે હુંજ દુર્ભાગી-ણી હોઇશ; જોઉં પુછું તો ખરી.

આ પ્રમાણે મનમાં ધારણા કરી, જાત, ન્યાત પુછી, નિ-ર્ણય કરવાનો વિચાર કરે છે; એટલામાં દેવતાએ આકાશવાણી કરી. હે કુંવરી ? જો તું સમૃદ્ધિ ઇચ્છતી હોય તો, તું એને જાત, ન્યાત, પૂછયા વગર એને પરણજે. તાહારો અને એનો ઉદય કાળ પાસે છે, તાહારૂં મહદ્ભાગ્ય કે, એ તને મળ્યો, જેવી રીતે તું વગર વિચારે એની સાથે આવી, તેવીજ રીતે વગર પુછે એને અંગીકાર કરજે.”

આ પ્રમાણે આકાશવાણી સાંભળી હર્ષ પામી, અને હ-રિવાહનને મીઠીવાણીથી, મીત્ત હાસ્યે સ્નેહ દર્શાવી, બોલાવવા લાગી, અને પોતાને મુર્છાથી ગળામાં સોશ લાગ્યો હતો, તેથી પાણી માંગવા લાગી.

હરિવાહન પાણી શબ્દ સાંભળતાં, એકદમ ઉઠયો, અને અંધારી રાતે ગમે તેમ ફાંફાં મારી જળાશય શોધી કાઢયું; અને ઝટ પાણી લઇ આવ્યો. પ્રીતીના આવેશમાં શુન્યતા, તથા ભય પણ દૂર જાય છે. અંધારૂ પણ નડતું નથી, ભય લાગતો નથી, અને વિકટ કાર્ય પણ સેહેલું દેખાય છે.

કન્યા કમળકળા આશ્ચર્ય પામી, પોતાના મન સાથે વિચાર કરે છે કે, અઘોર રાત્રીએ અજાણે માર્ગે જઇ ઝટ પાણી લાવ્યો,

માટે એ પુરૂષ પરાક્રમી જણાય છે માટે એની સાથે સંસાર સુખ જોડવામાં હરકત નથી. સદા સુખજ પ્રાપ્ત થશે.

પ્રભાતકાળ થયો. પક્ષિઓ મધુર સ્વરે બોલવા લાગ્યાં, આમ તેમ ઉડવા લાગ્યાં, ફુલો ખીલવા લાગ્યાં, અને સૂર્ય દેવતાએ ધિમે ધિમે પોતાનાં કોમળ કીરણો પૃથ્વિને તેજ આપવા પ્રસારવા માંડયાં. સર્વત્ર આણંદ ભાસવા લાગ્યો. ભાગ્યશાળીને સર્વ વસ્તુ સારીજ દેખાય. જેવી વૃત્તી તેવું દર્શન.

કુંવરી કમળકળાએ, સૂર્ય દેવતાના દર્શન સાથે હરિવાહનને નખ શીખ નિહાળ્યો, અને તેના ઉપર હાવભાવના વચનામૃતનું સીંચન કરવા લાગી. આ ઉપરથી હરિવાહને ધાર્યું કે હવે કામ પાર પડશે ખરૂં, તેણે પણ મધુર ઉદ્ગારો કાઢવા માંડયા, અને હાવભાવ દર્શાવવા લાગ્યો, અને એક એકની પ્રીતીમાં વધારો થયો.

આ પ્રસંગે હરિવાહન માછીનું તેજ, દેવે અતિશય વધારી દીધું. તેને અતિ સ્વરૂપવાન જોઇ, કમળકળા તેના રૂપની, અને પોતાના સોભાગ્યની વારંવાર પ્રશંસા કરતી હતી. તેણી કહેવા લાગી, હે સુભગે ! અવસર આવ્યો છે, આ વેળા ભોર લગ્નનો સમય છે. આ વખત માહરૂ પાણી ગ્રહણ કરો. આ દાસીને અંગીકાર કરો. હું આપનેજ આધારે છું. મેં આપને હમણા સુધી, જેજે બોલો કહ્યા, તેની આપની પાસે માફી માગું છું. આપ ગુણીછો, હું તો અબળા નગુણી છું. સ્ત્રીઓનો દોષ પુરૂષોએ જોવો નહિં, એ ડાહ્યા પુરૂષોનું ભૂષણ છે. માહરો પુર્વનો સંકેત પુરો થયો છે. હું વારંવાર આજીજી કરીને કહું છું કે હે નાથ ? માહારૂં પાણી ગ્રહણ કરો અને મને તમે પોતાની ગણો.

હરિવાહન પોતાના હૃદયમાં વિચારે છે, કે દેવોનો મહીમાં કેવો છે ? થોડીવારમાં અબળાનું સવળું કર્યું. થોડીવાર ઉપર મને જોઇ, પોતાના ભાગ્યને નિંદતી હતી, અને હવે મને

કરગરીને કહે છે. अहिंसाव्रतनुं फळ घणुं અકથ્ય છે, ચમતકારી છે.

હરિવાહને હર્ષ સહીત, સુર્ય દેવતાની સાક્ષિએ, કમળકળાને ગાંધર્વ વીવાહે, જેમ નારાયણ લક્ષ્મિને વરે, શંકર ઉમાને વરે તેમ લગ્ન કરી, અંગીકાર કરી. તેઓના લગ્ન સંબંધી ક્રીયા કરાવનાર ઇંદ્રાદિ દેવો હતા. તે દિવસથી હરિવાહનને લક્ષ્મિનો ઉદય થયો.

ત્યાંથી તેઓ આગળ ચાલ્યા, થોડું ચાલ્યા પછી એક ગામ આવ્યું. ત્યાંથી હરિવાહને એક ઉત્તમ ગુણવાળો અસ્વ ખરીદયો. નોકરો તથા દાસીઓ પણ, તેજ ગામમાંથી રાખ્યાં. છતે દ્રવ્યે પોતાના શરીરને પીડા ઉપજાવે એવો મુર્ખ કોણ હોય:?

દાસ દાસાદીક સાથે, બન્નેજણ અસ્વારૂઢ થઈ આગળ ચાલ્યાં. માર્ગમાં ઘણાં ગામો તથા નગ્રો જોવામાં આવ્યાં, પણ ત્યાં તેઓએ મુકામ કર્યો નહિં. આગળ ચાલતાં એક અતી ગૌતમ નગ્ર આવ્યું. તે નગ્રનું નામ રત્નપુરી હતું. તે નગ્ર તેમને પસંદ પડયું. તેથી દાસાદીકોને કમળકળાને સોંપી, હરિવાહન પોતે નગ્રમાં ચર્ચા જોવા ગયો.

રત્નપુરી તે રત્નસમાનજ હતું. શેહેરના મધ્ય ભાગમાં શ્રીમંતોની વસ્તી હતી, એક બાજુએ રાજાનો મેહેલ હતો. શેહરની ચારે તરફ, લશ્કરની ગોઠવણ રાખવામાં આવી હતી. બે કોટ હોવાથી, નગ્રનું રક્ષણ સારી રીતે થઇ શકે એમ હતું. બાહારના ભાગના કોટની અંદરની બાજુએ, સાધારણ વેહેપારી વર્ગ, તથા મજુર ઇત્યાદિ વર્ગ વરતો હતો. ઉધમ ઘણોજ ઉત્તમ પ્રકારનો હતો. શ્રીમંતોને ઘેરેઘેર મોતીના તોરણ બાંધ્યાં હતાં. લોકો સર્વ પ્રકારે સુખી હતાં. કોઇ આધિ વ્યાધિ કે ઉપાધિ ગ્રહસ્ત વસ્તો નહોતો. કલેશનું તો નામજ નહોતું. ચોરી, ચાડી, અને જુઠાને તો દેશવટો હતો. સર્વે નગ્રવાસીઓ પોત પોતાના કામમાં મશગુલ રહેતા હતા. રાજ્યની શોભા ઇંદ્રપૂરી જેવી હતી, સેવકો આજ્ઞાપાળક હતા. રાજાનું નામ વિશાળાપતિ હતું.

રાજાને બે રાણીઓ હતી. એક મીત્રા અને બીજી સુમીત્રા, એવાં તેમનાં નામ હતાં. નામ પ્રમાણે તેમનામાં ગુણ હતા. રૂપે રંભા સમાન હતી. વિજયકુમાર, અજીતસેન, અભયદ્રષ્ટી, તથા પ્રીયંગુનામા, એવા નામના રાજાના ચાર પ્રધાનો હતા, તેઓ રાજકાજમાં ઘણા કુશળ હતા, અનુક્રમે પેહેલો, બીજો, અને ત્રીજો, એઓ રાજાકાજમાંજ મચ્યા રહેતા હતા, અને ચોથો પ્રીયંગુનામા વિશાળાપતિનો ખાસ ભરોસાનો હતો, પણ તેનામાં હદપાર, અદેખાઈ હતી, પણ મીઠા બોલો હતો. વાચાળ શક્તિવાન હતો, તેથી તેની અદેખાઇ બાહાર માલમ પડતી નહોતી, અને વળી રાજાનો ખાસ માનીતો, અને હર વખત પાસેજ રેહેનારો હતો, તેથી તેના અવગુણ વીષેનું કથન રાજા આગળ કોઇ નિવેદન કરી શકતું નહોતું. દુનીઆની કહેવત પ્રમાણે જુઠું માણસ અને વાયડું અનાજ સર્વને પ્રીય લાગે એમ હતું. રાજાઓ કાનના હોય છે સાનના હોતા નથી.

રાજાને પ્રીયંગુનામા પ્રધાન, જે સમજ પાડતો હતો, તેજ પ્રમાણે રાજા કામ કરતો હતો. પણ પાછળથી શું થશે, તે વાતનો તો રાજાને વિચારજ નહોતો.

परोक्ष कार्य हंतारं, प्रत्यक्ष प्रीय वादीनंः ।
वर्ज्यं तेतादशं मीत्रं, विषकुंभं पयोमूखंः ॥

મોઢે મીઠું બોલે, પાછળથી કાર્ય બગાડે, એવા ગુણવાળા મીત્રને જેમ ઝેરથી ભર્યા ઘડા ઉપર, દુધનું મોઢીઉં કર્યું હોય, અને તેને જેમ ત્યાગ કરીએ, તેમ ત્યાગવા જોઇએ. નહિંતો કોઇને કોઇ દહાડો પણ તે પોતાનો લાગ આવે, ખરાબ કરવા ચુકશે નહિં.

તે અગ્ર મહિષી હતો, તેથી બીજા ત્રણ પ્રધાનો પણ તેનાથી ડરતા હતા; કારણ તેઓ શાણા હતા; તેથી તેની આડે આવતાજ નહિં. તેઓ તેની મરજી સાચવીને કામ ચલાવતા હતા. તેઓ જાણતા હતા કે, આ કડવા વેલાનું કડવું તુંબડું છે, અને

એ કોઇ દિવસ, એનો સ્વાભાવ છોડશે નહીં, અને એના નઠારા સ્વભાવના કડવાં ફળ રાજાને ચાખવાં પડશે; પણ નાઇલાજે ચુપ બેસી રહેતા હુતા. એનું ખોટું બોલનારને રાજા ભારે દંડ દેતો હુતો, એવા બનાવો ઘણા બન્યા હુતા; તેથીજ તેઓ હીમત કરતા નહોતા.

હવે હરિવાહન એ નગ્રમાં શેહેર, ચૌટા, ચોક વીગેરે જોતો જોતો મધ્ય શહેરમાં આવી પહોંચ્યો. સારા ગુણવાન, અને કુળવાન પુરૂષોના જથામાં, એક મોટું વિશાળ, રાજમેહેલ જેવું ઘર, જે સર્વે પ્રકારની સામ્રગીથી શણગારેલું હતું, તે ભાડે રાખ્યું.

હરિવાહન ઘર ભાડે રાખી, નગ્ર બહાર પોતાની રાણી કમળકળાને, દાસ દાસીઓ સાથે રાખી હતી, ત્યાં આવ્યો. શુભ ચોઘડીઉં, શુભ વાર જોઇ તેઓએ નગ્રમાં પ્રવેશ કર્યો અને ઘરમાં વાસ પૂર્યો.

હવે હરિવાહન વિચાર કરે છે કે હું નીચ માછી કયાં? અને આ પુન્યવંતી રાજકન્યા કયાં? આ ધનની સર્વ સામગ્રી કયાં? અને હું નીચ નિર્ધનીઓ કયાં? આ બાબતમાં મારૂં તો મન માનતુંજ નથી, કે હું અનેક અવતારે પણ, આમાંનું કાંઇ પામતે નહિં; પણ આ સર્વ એક જીવ અભય કરવાના પ્રભાવથી પ્રસન્ન થયેલા દેવની સાહાયતાથી પ્રાપ્ત થયું છે. આવું ભાગ્ય પામીને હું શા માટે અનંગળ લક્ષ્મિનું ફળ કેમ નહિં લઉં? એવો વિચાર કરીને તે લક્ષ્મિ વડે દિન, દુઃખીને સુવર્ણનું દાન આપવા લાગ્યો. તેની કીર્તી આખા રાજ્યમાં ફેલાઇ. સર્વ યાચકો તેની પાસે દાન લેવા આવતા. તે કોઇને નીર્મુખ કાઢતો નહોતો; તેથી તેની ખ્યાતી એવી ચાલી કે, કોઇ રાજ પુરૂષ આવ્યો છે, તે સર્વના મનોર્થ પુરે છે. તે અતિ ઉદાર અને ગુણવાન છે. દાનથી શું ન થાય? સર્વ સાનકુળ થાય.

કહ્યું છે કેઃ—

पात्रे धर्म निबंधनं, पूरजनौ प्रोद्य दया ख्यापकंः।
मित्रे प्रीती विवर्धनं, रिपूजनौ वैरापहा रक्षमंः।।
भृत्य भक्ति भरावहं, नृपतौ सन्मान पूजाप्रदंः।
भाटा दौच यशस्करं, वितरणं न क्वाप्य हो निष्फलः।।

અર્થ–સતપાત્રને દાન આપવાથી ધર્મ થાય છે. પાત્ર વિના બીજાને દાન આપવાથી દયા થાય છે, મિત્રને દાન આપવાથી પ્રીતિમાં વધારો થાય છે, શત્રુને દાન આપવાથી શત્રુતા મટી મિત્રતા થાય છે, ચાકર વર્ગને આપવાથી સારી સેવા બજાવે છે, રાજાને ભેટ આપવાથી માન પ્રતિષ્ઠામાં વધારો થાય છે, અને ભાટ આદિ ભિક્ષુકને આપવાથી યશ (જશ) નો વધારો થાય છે; માટે આપેલું દાન કદાપી નિષ્ફળ જતું નથી. પણ ખરૂં દાન તે તો શતપાત્ર દાન જાણવું. બીજાને તો દાન ન ગણતાં ધન ગણવું એજ ઠીક છે.

રત્નપુરીના રાજા વિશાળાપતિ સુધી, હરિવાહનના દાનની ચર્ચા ચાલી, અને તેની મોટાઈના વખાણ સાંભળી, રાજાએ તેને સભામાં બોલાવવા, પોતાના આમાત્યો મોકલ્યા. હરિવાહન આમાત્યો સાથે, પોતે સાર વસ્તુ રાજા આગળ, ભેટ મુકવાની લઈને ગયો; રાજાએ હરિવાહનને, ઘણા માન, સનમાનથી બોલાવી, પોતાની પાસે બેસાડયો, હરિવાહને ભેટ અર્થે આણેલી સાર વસ્તુ ઓ રાજા આગળ ભેટ તરીકે મુકી. ભેટ અમુલ્ય હતી તેથી રાજા ઘણો ખુશી થયો; અને મધુરી ગીરાથી કુશળ વાર્તા પૂછી, અને તેને રોજ દરબારમાં આવવા કહયું. તે દિવસથી રાજા વિશાળાપતિ અને હરિવાહનને પ્રીતિ થઈ. રાજાએ આગમન કારણ પુછયું. હરિવાહને જવાબમાં જણાવ્યું કે રોજી નિમીત્તે. તે દિવશથી રાજાએ હરિવાહનને પ્રધાન મંડળમાં દાખલ કર્યો.

જેનો ગ્રહ સીધો હોય, તેને સર્વ વાત સીધીજ થાય છે. કદાપી તે અવળું કૃત્ય કરે તોપણ તેના ગ્રહ બળે સીધુંજ થાય

છે. સાધારણુ કહેવત છે કે " જેનો ગ્રહ પાધરો તેનો વેરી આંધળો. " એ પ્રમાણે રાજા વિશાળાપતિ હરિવાહન ઉપર ઘણો ખુશી થઇને તેને સારો આયદો ( પગાર ) બાંધી આપ્યો; તેથી રાજા તેને કામધેનું સમાન નિવડયો.

હરિવાહનને રાજા સાથે નવી પ્રીતી થઈ, તેથી પ્રીતિ વધારવા હરિવાહનને પોતાને ઘેર જમવાનું રાજાને આમંત્રણ કર્યું, રાજાએ ઘણી આનાકાનીએ કબુલ રાખ્યું, પોતે ઘેર જઇ પોતાની રાણી કમળ કળાને, ઘેર પોતાને ઘેર રાજા જમવા આવવાના સમાચાર કહ્યા અને તેને નાના પ્રકારના પકવાન, મીષ્ટ મેવા, વીગેરે સામગ્રી, તૈયાર કરવા કહ્યું.

સર્વ જાતની સામગ્રી તૈયાર થઇ. એટલે હરિવાહને રાજાને નિમંત્રણ કર્યું. રાજા પોતાના ખાનગી આમાત્ય પ્રીયંગુને સાથે લઇ આવી પહોંચ્યા.

વિધવિધ જાતના પકવાનોના ઉપર સુનેરી રૂપેરી વરખ ચોડયાં હતાં. અનેક જાતની શાક ભાજી, તથા ભજીઆં, તૈયાર કર્યા હતાં.

સર્વ પ્રકારની સામગ્રી ચાંદીની થાળમાં પીરશી, રાજા તથા પ્રધાન આગળ મુકી. પીરસવા આવેલી કમળકળાનું અતિ ઉત્તમ, સ્વરૂપ જોઇ રાજા વિશાળાપતિ, મોહાતુર થયો. એ સ્વ-રૂપવાન કમળકળાને પોતાના કબજામાં લેવી. અને હરિવાહનને મારવો એ પ્રમાણે પોતાના મનમાં ચોકશ વિચાર દુષ્ટ બુદ્ધિ રાજાએ કર્યો. રાજા જાણુતો હતો, કે જ્યાં સુધી હરિવાહન જીવતો રહે, ત્યાં સુધી એ સ્વરૂપવંત સ્ત્રી, તેના હાથમાં આવશે નહિં; અને જ્યાં સુધી આવી સૌંદર્યવંતી સ્ત્રી, પોતાના અંતઃપુરમાં હોય નહિ ત્યાં સુધી પોતાનું જીવન વ્યર્થ છે, એમ રાજાએ ધાર્યું. સત સહસ્ત્રધા ધિક્કાર છે, આવા કામી પુરૂષને.

મોહાંધ થયેલા રાજાએ, સાથે આવેલા પ્રધાનને સંજ્ઞા કરી સમજાવ્યો. પ્રધાન તુરતજ સમજી ગયો; અને પોતાના મનમાં

સમજ્યો કે હવે બરોબર લાગ ફાવ્યો. લાગ આવ્યો જાણી, કામાતુર રાજાને, પ્રધાન વારતો નથી, પણ પોતે ઈર્ષાએ રાજાને ઉલટો ઉશ્કેર્યો, અને તેના મોહમાં વધારો કરી આપવાની કોશીશ કરી.

ધિક્કાર છે એવા દુષ્ટ બુદ્ધિ પ્રધાનને કે જે રાજાને સન્માર્ગે ચઢાવવાને બદલે ઉનમાર્ગે દોરે છે, અને અનર્થની આણમાં નાખે છે. એવા દુષ્ટ બુદ્ધિ પ્રધાનો, જે રાજ્યમાં હોય, તે રાજ્ય, ઉંધુ વળ્યા વગર રેહેતું નથી; માટે રાજાઓ પ્રધાનપદ યોગ્યતા શિવાય આપતા નથી, એ ન્યાય યુકત છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

**सर्वत्र सुलभा राजन, पुमांसः प्रियवादिनः ।**
**अप्रियस्यस्तु पथ्यस्य, वक्ता श्रोता च दुर्लभंः ।**

અર્થઃ—

મીઠાં વચન બોલનારા પુરૂષ, તો ઘણા મળી આવે છે, પણ રોગીને (પથ્ય) પરહેજી કેહેનારાની માફક કડવું બોલનાર ઘણા થોડાજ હોય છે, અને તેવું કડવું સાંભળનારા, એથી પણ થોડાજ હોય છે. એ ઉપર એક સાધારણ કેહેવત છે.

શેરી મિત્ર સો, તાળી મીત્ર અનેક, પણ પડી ભીડ ભાગે એવો વીરલો, તો સો લાખોમાં એક.

અવી રીતે રાજા વિશાળાપતિ, હરિવાહનની સ્ત્રી કમળકળા ઉપર મોહાંધ થાય, અને તેથી રાજાની અપકીર્તિ થાય, તેમાં પ્રધાનને, કાંઈ લાગે વળગે, એમ નહોતું; પણ ઉલટો ફાયદો થાય એમ હતું; તેજ કારણથી રાજાને અવળે માર્ગે ચઢાવ્યો.

હરિવાહનને મારવાનો શું ઉપાય કરવો, તે પ્રધાનને રાજા પુછવા લાગ્યો. પ્રધાને રાજાને કહ્યું "આપે આજ સભામાં વાત કાઢવી કે માહરે મહારી પુત્રી સુનંદાનો વિવાહ મહોત્સવ રચવો છે; તેમાં આવવાને, લંકેશ બિભિષણને આમંત્રણ કરવા લંકાદ્વીપે

જવું છે; માટે માહારા સામંતોમાંથી કોઇ એવો વીરલો છે ! કે ત્યાં જઇ માહારૂં કામ કરી આવે. " આપણી સભામાં કોઇ પુરૂષ ત્યાં જવાની હીમત કરે એવો સુરવીર પુરૂષ નથી. આપે હરિવાહનને ત્યાં જવાની ફરજ પાડવી, એનાથી ના કહેવાશે નહિં. અને ત્યાંથી એ જીવતો આવશે નહિં, અને આપનું કામ પાર પડશે.

એ પ્રમાણે ઠરાવ કરી, રાજા દરબાર ભરીને રાજ્યાસને બેઠા. પોતાના સંકેત પ્રમાણે, લંકેશ બિભિષણને નોતરવા જવા ની વાત કાઢી. સભામાંથી કોઈ પુરૂષ તૈયાર થયો નહીં. સર્વ નીચું જોઇ રહયા. કારણ સર્વને રાજાનો સવાલ ગેરવ્યાજબી લાગ્યો; તેથી જવાબ આપ્યો નહિ. ત્યારે રાજાએ, હરિવાહનને કહ્યું:–હે સુરેશ ! આપના શિવાય માહારૂં મહદ્ કાર્ય કોઇ કરવાને શક્તિવાન નથી. તમે લંકાદ્વીપે જાઓ, અને ત્યાંના રાજા બિભિષણને, સહપરીવાર તેડી લાવો. માહારે માહારી પુત્રી સુનંદાનો ઉંતકૃષ્ટ વિવાહ મહોત્સવ રચવો છે. આપના વગર કોઇ પણ સત્યવંત પુરૂષ માહારા આખા દરબારમાં નથી. આપ શીઘ્ર તયાર થાઓ. કપટરૂપી પ્રધાને, રાજાના મતને અનુમોદન આપ્યું અને તેણે વધારામાં જણાવ્યું કે, આપનો ખરો અને સહાસીકમાં સીરોમણી એવો એકજ આ હરિવાહન છે. એ આપને માન્યવર છે. આ સર્વ અસમર્થ છે, તેથી નીચું જોઈ રહયા છે; ઉંચુ મુખ પણ કરી શકતા નથી.

હરિવાહને, લજ્જાથી રાજાની માંગણી સ્વીકારી. લજ્જા એ મોહોટી વાત છે. લજ્જાએ પુરૂષ વિષમ કાર્ય પણ અંગીકાર કરે છે, અને મોતથી પણ ડરતા નથી. એ પ્રમાણે વાત થયા પછી કચેરી વીસર્જન થઈ.

હરિવાહને પોતાની, રાણી કમળકળા આગળ, કચેરીમાં બનેલો હેવાલ, અને પોતે લંકાદ્વીપે જવાની આપેલી કબુલતની વાત કહી.

કમળકળા વાત સાંભળતાંજ, ચિંતાતુર બની ગઇ. પોતે મનમાં દુઃખ ધરતી, હરિવાહનને ઠપકો દેવા લાગી. તેણે કહ્યું રાજાની ચિતવૃતિ બગડી છે. હે પ્રાણેશ ! રાજાને જમવા તેડવાથી, આ અનર્થ નીપજ્યો છે. તેણે માહારૂં રૂપ જોઇ, આપને હણવા, અને મને ગૃહણ કરવા, આ યોજના યોજી છે. તમે વગર વિચારે કબુલત આપી, એ ખોટું છે. વગર વિચાર્યું કામ કરવાથી આપ પતંગીઆની પેઠે, અનર્થ પામશો.

કહ્યું છે કેઃ—

**सहसाबुद्धि तत्र क्रिया, अविवेकः परमापदा पदंः ।**
**वृणुतेहि विमृश्य कारिणं, गुणलुब्धाः स्वयमेवसंपदाः ॥**

વિવેક રહિત પુરૂષ, જો અકસ્માત ઉતાવળો થઇ, કાર્ય કરે, તો તે, અત્યંત આપદાનું સ્થાન પામે છે; અને જે નક્કી વિચાર કરીને કાર્ય કરે, તે પુરૂષને ગુણની લોભી, એવી સર્વ સંપદા, પોતાની મેળજ આવી મળે છે.

આવી અણુવિચારી મોટાઇ શા કામની ? આવી લજ્જા પણ શા કામની ? જેથી પોતાનું કાર્ય બગડે, અને પારકો પોતાનો અર્થ સાધે, એ શું કામનું ? હજુ કાંઇ બગડયું નથી, કાંઇક મિષ કરી, રાજાને ના કહો.

કમળકળાનું આવું, બોલવું હરિવાહનને ઠીક લાગ્યું નહિં. તેણે કહ્યું, હે પ્રાણપ્રિયે ! સાહસીક પુરૂષે, જે પ્રતિજ્ઞા કરી, તે પાછી ફરે નહિ. પ્રાણ જાય, તો ભલે જાય, પણ પ્રતિજ્ઞાનો ભંગ તો થાયજ નહિ. ચંદ્રને આપદા પડે છે છતાં પણ, તે મૃગનું લાંછન છોડતો નથી.

કહ્યું છેઃ—

**चलंति तारा, प्रचलंति मंदीरं, चलंति मेरु रविचंद्र मंडलः ।**
**कोचित्त काले पृथ्वि चलंति, सत्य पुरुष वाक्यं न चलंति धर्माः ॥**

સજ્જન, સત્ય પુરૂષે પોતાના મુખે ઉચ્ચારેલા વાકયો પત્થ-

રમાં ટાંકયા હોય તેવા સમજવા, તેઓ વાકય બોલીને ફરતા નથી. ચાહે તો મસ્તક છેદાઓ, ચાહે તો બંધનમાં પડો. ચાહે તો સર્વથા લક્ષ્મિનો નાશ થાઓ, જેમ થવાનું હોય તેમ થાઓ પણ પોતાના ઉચ્ચારેલા બોલો, પાછા ફેરવે નહિં. વળી કહ્યું છે કેઃ—

સમુદ્ર મર્યાદા જો તજે, મેરૂ જો ડગી જાય.
ચંદ્ર સુરજ સ્થાનક તજે, પણ સત્યથી બીજું ન બોલાય.

જે પુરૂષ બોલીને ફરી જાય, તેને કાયર જાણવા. તેની જગતમાં નિંદા થાય છે.

આતા બોલા, આતા ફોક
જાણે તે લોક, પણ કહે છે કે કોક.

એવા પ્રકારના પુરૂષ કયાંઇ, સમાતા નથી. તેનો કોઇ ભરોશો કરતા નથી, અને તેને કોઇ લેખામાં ગણતું નથી. માહારાથી એવું કદી બનશે નહિં.

હું રાજાના કાર્યને અર્થે, જરૂર જઇશ. ભલે તેમાં જે થનાર હોય, તે થાઓ; પણ ગયા વગર ચાલે નહિં. મને માહારા પોતાના પ્રાણની, તો ચિંતા નથી, પણ તમારી ચિંતા, મને ઘણી છે. જેમ સિંહ, હરણને હરે, તેમ રાજા તમને રખે હરે !!! એટલીજ ચિંતા છે. હું જાણું છું, કે રાજા તમારા ઉપર, મોહાંધ બન્યો છે, અને તમને મેળવવાના હેતુથીજ, મને મારવા ત્યાં મોકલવાની યુક્તિ, તેણે રચી છે.

બિસાળાપતિ, પ્રીયંગુ પ્રધાન વગર બીજા કોઇનું કહ્યું સાંભળતો નથી. પ્રધાન દુષ્ટ બુદ્ધિનો છે; તેણેજ આ યુક્તિ સોધી આપી છે. પેટનો બળ્યો ગામ બાળે, એ કહેવત પ્રમાણે થયું છે.

કમળકળા પોતાના પતિનું આવું બોલવું સાંભળી, તેનું ઉત્તમપણું સ્વીકારે છે; અને વિરહાકુળ થઇ ગદગદ કંઠે બોલી;—હે સ્વામી ! તમે મહારી ચિંતા, જરા પણ રાખશો નહિં.

પોતાના પ્રાણાંત કષ્ટ સુધી પણ પોતાનું શીયલવૃત સાચવવું એ ઉત્તમ સ્ત્રીઓનું લક્ષણ છે.

કહ્યું છે કે:—

पादप इव शुष्यंति, स्मराग्नि ज्वालिता अपिः ।
शीलं मानं न मुचंति, सदाचारा कुलांगनाः ॥

સ્મરાગ્નિએ દહન કર્યા છતાં, વૃક્ષની માફક સુકાય છે, પણ સદાચારવાળી કુલાંગના સ્ત્રી, શીલનો ત્યાગ કરતી નથી. માટે હું માહારૂ શીલ, કદી પણ ખંડીત થવા દઈશ નહિં. આપ નિશ્ચંત પણે પ્રયાણ કરો. આપને પંથને વિષે કુશળ વર્તો. આપ કાર્ય કરી, નિર્વિઘ્ને વેહેલા પધારજો. અવિચારીપણે જીવીતનો નાશ કરશો નહિં. જીવીતવ્ય સાચવી રાખજો. જીવતો નર ભદ્રા પામે મુવા પછી કો નહિં મળે. કહ્યું છે કે:-

जीवन भद्राण्य वाप्नोति, जीवन पुन्यकरोतिचः ।
मृतस्य देह नाशस्य, धमाद्यु परमस्तथाः ॥

અર્થ:-જીવતો પુરૂષ કલ્યાણ પામે, જીવતો નર પુન્ય કરે; પણ મરણ પછી દેહનો નાશ થાય છે એટલુંજ નહીં પણ ધર્મનો પણ લોપ થાય છે. તમે તમારૂ જીવીતવ્ય રાખશો તો સર્વ વાતે સુખ થશે. વળી કહ્યું છે કે:—

જીવે જો નર, તો ફરી વસાવે ઘર.

ગમે તેમ થશે, તો પણ હું માહારૂ શીલવૃત ખંડીત થવા દઈશ નહિં. તમે આરોગ્ય ઘેર આવશો તો સર્વ સીધું છે.

હરિવાહન—બસ હવે મને પૂર્ણ ખાત્રી થઇ, આગળ પણ હતી; હું કાંઇ તાહારા ગુણોથી અજ્ઞાત નથી.

કમળકળા—હે પ્રાણનાથ ! ડાહ્યા પુરૂષને સ્ત્રીની શિખામણ શું કામની ? પણ સ્નેહાધિનતાથી ઘેલી થઇ છું. તેથી રેહવાતું નથી; તેથી જેમ તેમ બોલું છું. પણ હે નાથ ! મનમાં કાંઇ ગુસ્સો લાવશો નહિં.

સ્નેહવતી ભોળી કમળકળાના, અમૃત સરખાં વચનો રૂપી, અમૃત રસનો સ્વાદ લઇ હરિવાહન, દક્ષિણ દિશા તરફ, જવા તપ્તર થયો. સાથે એક સત્ય રૂપ મીત્ર છે. નિઃસંગીની માફક, ગામ, દેશ, અને વિકટ અટવીનું પ્રયાણ કરતો, સમુદ્ર ત્રટ ઉપર આવી પોંહોંચ્યો.

કાળાં દવ જેવાં સમુદ્રજળને અતિ બિહામણાં જોઇ હરિ- વાહન મનમાં ચિંતવવા લાગ્યો કે, આ સમુદ્ર પાર કેમ જવાશે ? લંકાદ્વીપે કેમ પોહોંચાશે ? રાજાનું કામ કેવી રીતે કરી શકાશે ? અહિં પાર ઉતરવાને નૌકાનું સાધન, દીસતું નથી; અને સામે પાર લંકાદ્વીપે ગયા વગર, છુટકો નથી. હવે શું ઉપાય કરૂં ? મને કાંઇ સમજ પડતી નથી. આ પ્રમાણે વિચાર કરી, સમુદ્ર ત્રટ ઉપર બેઠો. રાજાએ શોંપેલું કાર્ય, કર્યા વગર પાછા ફરવું એ કાયર પુરૂષનું કામ છે. પાછા જવાથી હાંસી થશે. એમ ધારી સમુદ્રાધિષ્ટીત દેવનું સ્મરણ કર્યું. તાહરીજ કૃપાથી, હું ધીવરને બદલે, પ્રધાન પદવી પામ્યો. ઘણી સુંદર એવી યૌવના પ્રાપ્ત થઇ મોહોટો માન્યવંત ગણાયો. તાહારાજ નામને આધારે આ મહદ્ કાર્ય ઉપાડયું છે

સમુદ્રાધિષ્ટીત્ દેવ, આ પ્રમાણે હરિવાહનનું સ્મરણ સાંભળી, તત્તકાળ હાજર થયો; અને પુછવા લાગ્યો; હે વત્સ ! તને શું કામ પડયું છે તે ઝટ કહે હું તાહારૂ કામ કરવાને વચ- નથી બંધાયો છું.

હરિવાહન—હે માહાનુભાવ ! હું આપની કૃપાથી સર્વ- સ્વ પામ્યો; માહરે લંકાદ્વીપે જવું છે, તેનો માર્ગ બતાવ.

નહિં તો સમુદ્રમાં ઝંપાપાત કરીશ, અને મ્હારૂં મૃત્યુ થશે, તો મ્હારી સ્ત્રી કમળકળા, ઝુરીને મરશે તેનો દોષ તને લાગશે. આ કાંળા દવ જેવાં સમુદ્રનાં અગાધ જળ તરી, સામે પાર જવાને તાહારી સહાયતા વગર, સામે આવેલા લંકાદ્વીપે જવા, હું સમર્થ નથી. મને તુચ્છને વધારીને, મોટી પદવી આપી તો આ કામ પણ તુંજ કરશે, એમ મને ખાત્રી છે.

મરવું એકજ વાર છે, કારણ જ્યારે બોલેલા બોલ પળે નહિં તો તે જીવ્યા કરતાં, મરવું ભલું. બોલ્યું નહિં પાળનારા જીવતાં છતાં પણ મૃતક જાણવા.

આ પ્રમાણે હરિવાહનની, સ્તુતી સાંભળી દેવતાએ જવાબ આપ્યો, હે સત્ય પુરૂષ ! તાહારૂં સત્ય જાણીનેજ, હું તને પ્રસન્ન થયો છું. તને આપેલા વચનેજ મ્હારે આવવું પડે છે, તહારૂં વ્રત મોટું નથી. પણ તાહરી દ્રઢતા અનિવાર્ય છે. તને આપેલું વરદાન પાળવા, હું અહિં આવ્યો છું. તું ધિરજ ધર. હું તને મદદ કરીશ. તું જે કામ કેહેશે તે માહારે કરવું જરૂર છે. જો તાહારી મરજી હોયતો, તાહરે બદલે હું ત્યાં જઇ, તાહારૂં કામ હું કરી આવું.

હરિવાહને, તે કરવા ના કહી, તેણે કહ્યું હું કષ્ટ વેઠી, અહિં સુધી આવ્યો, અને લંકાદ્વીપ જોયા વગર પાછો જાઉં, તેમાં શું ફાયદો? માટે મને ત્યાં લઇ જા. મને લંકાદ્વીપે લઇ જઇ, કામ પુરૂં થયે પાછો અહિં મુકી, પછી તાહરે જવું હોય ત્યાં જજે એટલું માહારૂં કામ પાર પાડ.

પછી હરિ સરખો હરિવાહન, અને કાળી નાગ સરખો દેવ, એ પ્રમાણે દેવતાએ એક મોહોટા મછનું રૂપ ધારણ કર્યું; અને હરિવાહનને પોતાની પીઠ ઉપર બેસાડી સમુદ્ર પાર ઉતારવા લાગ્યો. થોડાજ વખતમાં જેમ સારા પવનથી વાહાણ, ઝપાટાબંધ ચાલે, તેમ મછ રૂપ દેવતાએ ચાલી, હરિવાહનને

લંકા નગ્રીના કીનારા પર, આણી મુકયો; અને કહ્યું કે જયાં સુધી તું તાહારું કામ કરી પાછો આવશે, ત્યાં સુધી હું અહિંજ રહીશ.

હરિવાહન ત્યાંથી તુરતજ ચાલતો થયો. તે વિદ્યાધરનું વન, સર્વ ઋતુના ફૂલ, વૃક્ષ, વીગેરે અનેક પ્રકારની રચના જોતો, ઠામ ઠામ નિર્ભય પણે ફરતો, સુવર્ણમય લંકાનગ્રીમાં પ્રવેસ્યો તે લંકા નગ્રીની શોભા, અને કૌતુક જોતાં તૃપ્તી પામ્યો નહિ; એટલામાં માર્ગે ચાલતાં, એક કનકભૂવન ખાલી પડેલું જોઇ, તે આશ્ચર્ય પામ્યો. તે ભૂવનનું વૃતાંત નીચે પ્રમાણે છે.

કોઇ જગ્યાએ વગર ઘડેલા સુવર્ણના ઢગલા, ડુંગરની પેઠે પડયા છે. કોઇ જગ્યાએ કાંકરાના ઢગલાની માફક સુવર્ણના સીક્કાના ઢગ હતા. જેમ ખેડુતો ખેતીમાંથી લાવી, ખળીમાં દાણા કાઢી, જેમ દાણાના ઢગ વાળે, તેમ કોઇ ઠેકાણે તો, સાચાં તેજદાર મોતીના ઢગલા પડયા હતા. ચણોઠીની માફક પ્રવાળાના ઢગલા પણ પડી રહ્યા હતા. કુંભારને ત્યાં માટીના ઢગ પડી રહે, તેમ સ્ફટિક રત્નના, ઢગલા પડયા હતા. બોરની માફક લાલ બુંદ જેવા માણેકના ઢગલા પણ હતા. લીલા તૃણની પેઠે, નીલ રત્નના ઢગલા હતા. કાચના કટકાની માફક હીરાના ઢગલા પડયા હતા અને બીજા અનેક જાતીના રત્નો સડકપર પુરવાના કાંકરાના ઢગલાની માફક આમ તેમ પડયા હતા. જેમ બાળવાને સારૂં, ગ્રહસ્થો, બાવળના લાકડાં, ખડકી મુકે, છે. તેમ બાવના ચંદનના કાષ્ટ સીચી મુકયાં હતા. અને તેની સુગંધીથી, આખું ભૂવન મઘમઘી રહ્યું હતું. મહા મોંઘા મુલી વસ્ત્રો, તેમજ દેવ દુષ્ય વસ્ત્રોના, ગાંસડા, કાપડીઆની દુકાનની માફક બાંધી મુકયાં હતા. જાડા તથા ઝીણા રત્ન કંબલો, તથા અનેક પ્રકારના રંગ બેરંગી ઉનના ગરમ કપડાંના ગાંશડા, જથાબંધ પડી રહ્યા હતા.

વળી માટીના વાસણોની ઉત્રેવડ માફક, સુવર્ણના રત્નજડીત વાસણોની ઉત્રેવડો, ઠામ ઠામ ગોઠવી મુકી હતી. અનેક જાતના આસનો, સય્યાદિક સાધનો, જેનું વર્ણન કરતાં પાર આવે નહિં, એવા

બહુ મુલી, અનેક જાતના રંગીન, આસનો વિગેરે ઠેર ઠેર માંચડાઓ ઉપર થપ્પી મારી રાખી હતી. આ પ્રમાણે ઉત્તમ પદાર્થોથી ભરપુર રાજ્યમેહેલ જેવું, સુશોભીત ભુવન નિર્જન દેખીને, વિસ્મય પામ્યો. તે મનમાં વિચારવા લાગ્યો કે, જ્યાં આ પ્રકારનાંજ ઘરો છે, તો રાજ્ય મેહેલની શોભાનો પારજ હશે નહિં. હું કેવો ભાગ્યશાળી, કે આ પ્રકારની અવનવી વસ્તુઓ જોઉં છું.

ઉપર પ્રમાણેનું ઋદ્ધિ, સ્મૃદ્ધિવાળું ઘર ખાલી કેમ પડયું હશે? એ પ્રમાણે વિચાર કરતાં કરતાં, આજુબાજુ સર્વ સ્થળે નજર ફેરવતો, એક ઓરડા આગળ આવી પોહોંચ્યો. તે ઓરડામાં દાખલ થઇ, જુએ છે તો, કરમાઇ ગયેલા કમળની માફક, સર્વ સોભાગ્યાદી ગુણો સહીત, એક રૂપવંતી નવ યૌવના કન્યા મૃતક રુપે પડેલી જોઇ. મૃતક કન્યાને જોઇ વિચારવા લાગ્યો કે અરે દૈવ? આ શું હશે? આમ થવાનું કારણ, સમજાતું નથી; ઘર તો અનેક પ્રકારની ઋદ્ધિ સ્મૃદ્ધિથી ભરેલું છે, અને કન્યા તો મૃતક છે; અને વળી એકલી અહિં પડી છે. એને કોઇએ મારી નાંખી તો નહિં હોય? કદાચ કાંઈ વિદ્યાબળ તો નહિં હોય? મને છેતરવાનો પ્રપંચ તો નહિં હોય? આ પ્રમાણે વિચારમાં ખેદયુક્ત ઉભો છે, એવામાં મૃતક કન્યાની બાજુમાં, એક જળથી ભરેલું, તુંબીપાત્ર, તેના જોવામાં આવ્યું. આવા વૈભવી ભુવનમાં તુંબીપાત્રમાં પાણીનો ઉપયોગ જોઇ, તેને જુદોજ વિચાર આવ્યો.

જ્યાં સુવર્ણાદિ ભાજનોનો જથો છે, રત્નોનો તો પારજ નથી, સર્વ પ્રકારની સાધન સાહીત્યાદિ સામગ્રી તૈયાર છે; ત્યાં તુંબીપાત્ર વાપરવું, અસંભવીત છે. છતાં ઘીએ લુખુ કોઈ ખાય નહિં; છતે ધને દારીદ્રતા કોઇ વેઠે નહિં; માટે ધાતુપાત્ર છોડી તુંબીપાત્ર વાપર્યું છે, તેથી એમાં કાંઇ ભેદ હશે. કોઇ માહાત્મા પુરૂષની પ્રસાદી હશે. વનવાસી માહાત્માઓ શીવાય, કોઇ તુંબીપાત્ર ઉપયોગમાં લેતું નથી; માટે

જળ રૂપે અમૃત હોવું જોઇએ, એમ ધારી તુંબીપાત્ર હાથમાં લઇ, તે માંહેલું પાણી પોતાના હાથમાં લઈ, તે કન્યા ઉપર છાંટયું.

તે પાણીનો કન્યાના શરીરે સ્પર્શ થતાંજ, તે કન્યા આળશ મરોડી, જેમ કોઇ નિંદ્રામાંથી જાગ્રત થઇ, ઉઠીને બેઠું થાય, તેમ ઉઠીને બેઠી થઇ; અને પોતાની નજર હરિવાહન તરફ ફેરવી.

હરિવાહન આ પ્રમાણે અમૃતનો પ્રભાવ જોઇ, અતિ વિસ્મય થયો; અને પોતે કોઇના કહ્યા વગર, ઘરમાં પ્રવેસ્યાનો ભય આણવા લાગ્યો.

આ પ્રમાણે હરિવાહનને ભયભીત જોઇ, તે કન્યા તેને પ્રણામ કરી, સ્નેહયુક્ત વાણીથી કેહેવા લાગી, હે પ્રીય ! તમે કોઇ ઉત્તમ પુરૂષ દીશો છો. તમે કોઇ દેવ છો ? કે ઇંદ્ર છો ? તમે મને અપાર ઉપકાર કરી, આપના દર્શન આપ્યાં, તેથી આપ ઉત્તમ પુરૂષ છો, એમ મને પુર્ણ ખાત્રી થઇ છે; તોપણ આપ કોણ છો તેની મને સમજ પડતી નથી, માટે આપ કૃપા કરી કાહો, કે આપ કોણ છો ? આપનું અત્રે કેમ પધારવું થયું છે. આપ કયાંના નૃપત્ય છો ? આપનું સર્વ વૃતાંત નિવેદન કરી આ દાશીની આકાંક્ષા શાંત કરો.

હરિવાહને પોતાનું વૃતાંત જણાવ્યું. તેણે કહ્યું હું કોઇ દેશનો નરેશ નથી, દેવ નથી, ઇંદ્ર નથી, પણ રત્નપુરના રાજા વિશાળાપતીનો, સેવક છું. માહારૂં નામ હરિવાહન છે. હું રાજાને ઘણો પ્રીય છું. રાજા વિશાળાપતીને સુનંદા નામની એકની એક પુત્રી છે. તે પુત્રીનો વિવાહ મહોત્સવ રચવો છે, અને તે વિવાહ મહોત્સવમાં લંકેશ બિભિષણને પધારવાના આમંત્રણ અર્થે અહિં આવ્યો છું. હું મનુષ્ય જાત, સમુદ્રનું અગાધ જળ, તરવા અસમર્થ છું, પણ મને સમુદ્રાધિષ્ટીત દેવ પ્રસન્ન છે, અને તેની કૃપાએ હું અહીં આવવા, સમર્થ થયો છું. આ પ્રમાણે માહારૂં વૃતાંત છે. હવે તાહારૂં વૃતાંત તું નિવેદન કર,

તું મૃતક રૂપ કેમ હતી ? આવું રાજ્યભુવન સ્મશાનવત કેમ ?

## હવે તે કન્યા પોતાનું વૃતાંત, કહેવા લાગી.

માહારો પીતા, લંકેશ બિભિષણનો માળી છે, તેનું નામ પુષ્પબટુક છે. તે કર્મે અતિ હીણો છે, તે નીચ કર્મ કરનારો છે, મારૂં નામ કુશુમમાલીની છે. વિદ્યાધરનું વિષ હરનાર, એવી વિષધર નાગણી સમાન, માહારૂં અતિ સ્વરૂપ જોઇ, એક દિવસ માહારા પિતા, પુષ્પબટુકે જ્યોતિષના જાણ પુરૂષને પુછ્યું, કે આ પુત્રીનો પતી કોણ થશે ? જ્યોતીષી પુરૂષે, માહારા સર્વ લક્ષણો જોઈ, ગૃહ કુંડળી માંડી, ગણત્રી કરી માહારા પીતાને જણાવ્યું, કે એનો પતી માહા તેજસ્વી, અને સર્વજીત, ધર્મીષ્ટ રાજા થશે.

હવે તે જોશીના વચનનો, મારા પીતાએ ખોટો અર્થ કર્યો. તે પોતાના મનમાં સમજ્યો, કે પરણનાર પુરૂષ રાજા થશે. તે એમ સમજ્યો નહિં, કે રાજા પરણશે. તેણે પોતે ધારેલા વિચાર પ્રમાણે, રાજ્યના લોભી, બકરા જેવા માહારા પીતાએ, મને પરણવાનો નિશ્ચય કર્યો; અને માહારી મા સાથે વિરોધ કરવા લાગ્યો. લોભી પુરૂષ લોભને વશ થઇ શું નહિં કરી શકે ? અંધ પુરૂષો કેટલા છે અને તેમાં વિશેશ કોણ છે ? કહ્યું છે કેઃ—

रात्रींधा दिहंधा, जच्चंधा मायमाण कोवंधाः ।
कामंधा लोहंधा, इमेकमेणं विशेषत्रंधाः ॥

રાત્રીઅંધ, દિવસઅંધ, જાતિઅંધ, ક્રોધઅંધ, માયાઅંધ, માનઅંધ, એમ અનુક્રમે છ પ્રકારના અંધ પ્રાણી કરતાં પણ, કામાંધ પુરૂષ અને લોભાંધ પુરૂષને વધારે અંધ જાણવો.

માહારી માતા તથા બીજા સર્વ સ્વજન પરીજન, મારા કામાંધ અને લોભાંધ પીતાનું, દુષ્ટ કર્મ જાણી, અતિશય ખેદ પામ્યા.

તેઓએ જેમ પથીક સ્મશાન વૃક્ષનો ત્યાગ કરે, તેમ માહારા કામાંધ પીતાનો ત્યાગ કરી, પોતાની દેહ ત્યાગ કરી છે. ચંડાળની માફક મને નિત્ય દુઃખ દે છે. અતિ પાપકારી એવો તે વિદ્યાધર, વિદ્યાએ કરી અહિં ઘર કરી રહ્યો છે. જ્યારે માહારો દુષ્ટ પીતા, કાંઇ કારણ અર્થે બહાર જાય છે, ત્યારે તે મને મૃતક રૂપ કરીને જાય છે. જ્યારે પાછો આવે છે ત્યારે, આ તુંબીપાત્રમાંના અમૃત જળ વડે મને પુનઃ સજીવન કરે છે. એના અતિ ધાકને લીધે. કોઇ પુરૂષ અહિં આવી શકતો નથી. એ દુઃખના કારણથી હું મરવાને રાજી છું. અકૃત્ય કર્મ કરવા કરતાં, મરવું વધારે શ્રેષ્ઠ છે. જો આપ અત્રે પધાર્યા નહિં હોત તો મહારૂં શું થાત? અને મને આ દુઃખમાંથી છોડવનાર કોણ થાત? આપને માહરે માટેજ અત્રે પધારવા ઈષ્ટે પ્રેરણા કરી હશે? અને તેથીજ આપે અહિં આવી માહારી સંભાળ લીધી. હવે હું તમારી આગળ હાથ જોડી વિનતી કરૂં છું, અને કહું છું કે આપ ઇચ્છિત આપવાને નિશ્ચય કલ્પવૃક્ષ સમાન છો; માટે આ અનુરાગિણીનું પાણી ગ્રહણ કરો, અને મને મનોવાંછીત સુખ આપો. તમે માહારા પુર્વ કૃતપુન્યના પ્રભાવે, આ દાસીને માટેજ, અહિં આવ્યા છો. મને જીવાડવામાં ઘણું પુન્ય છે, તેની શાથે લાભ પણ છે. હાલ આ સમય લગ્ન વેળા સમાન છે, માટે સીઘ્ર માહારૂં પાંણી ગ્રહણ કરો, વિલંબ કરો નહિ.

તે કન્યાના આવાં વિનયપુર્વક, વચન સાંભળી, હરિવાહન પ્રથમ તો વિચારમાં પડયો. તે પોતાના મન સાથે વિચારવા લાગ્યો કે, આ માહાતમ્ય દયા ધર્મનુંજ છે; અને એજ પ્રતાપને લીધે આ કન્યા, જેણે દેવાંગનાને પણ નીચી પાડી છે (ઝાંખી પાડી છે), રૂપે વિષધરના મણી સમાન છે, ઇંદ્રની અપ્સરા કરતાં પણ અધિક તેજવાન છે, તે વિદ્યાધરને પરહરી મને કબુલ કરે છે, માટે માહારૂં ભાગ્ય મોહોટું છે.

આવી ચંદ્રના સમાન તેજમાન કન્યા, પોતે પોતાની ખુશીથી, મને વરવા કબુલ કરે છે, છતાં તેને તરછોડે એવો મુર્ખ કોણ હોય? મને કાંઇ એની અભીલાષા નહોતી, હું તો માહારા રાજાનું સોંપેલું કાર્ય કરવા અહિં આવ્યો છું, ફરતો ફરતો ચરચા જોતો અહિં આવ્યો. નિર્જન ભુવન જોઇ, જોવાની અપેક્ષાએ અંદર દાખલ થયો, અચાનક લાભ પ્રાપ્ત થયો છે; માટે લક્ષ્મિ ચાંલ્લો કરવા આવે, અને કપાળ ધોવા જવું, એ ઠીક નથી, એમ ધારી તે કન્યાના અત્યાગ્રહે કબુલ કરી તેનું પાણી ગ્રહણ ચંદ્ર સૂર્યની સાખે કર્યું.

તે કન્યા અતિ સ્નેહથી કેહેવા લાગી કે,:—હે પ્રાણેશ ! હવે આપણે અહિંથી ચાલ્યા જવું સારૂં છે. અહીં વધારે વખત થોભવું, એ પ્રાણની હાની નીપજવાનું કારણ છે. જો પાપી પુષ્પબટુક માળી આવશે, અને તેને જાણ થશે, તો માહા અનર્થ થશે. પાપીને આવવાનો સમય થયો છે, માટે તે અહિં આવે તે પેહેલાં, આપણે આ પાપસ્થાન છોડી, દૂર ચાલ્યા જવું જોઇએ. માટે આપ સીઘ્ર તૈયાર થાઓ. આપણે દૂર જઇએ.

તે કન્યાના આવાં વચન સાંભળી, હરિવાહન તેને કહેવા લાગ્યો:—હું પ્રતિજ્ઞા ભંગ થાઉં તેનું કેમ ? માટે પ્રતિજ્ઞા ભંગ તો હું કદી થઇશ નહિં. રાજા વિશાળાપતિએ, મને લંકેશને નોતરવા, મોકલ્યો છે, તે કામ પાર પાડી, આપણે અહિંથી ચાલ્યા જઇશું.

કન્યા કુસુમમાલીની—હે પ્રાણનાથ ! લંકાપતીને નોતરવાનું કામ સેહેલું નથી. કારણ કે તે વિદ્યાધરના ઇંદ્રોની માફક, પોતાનું સ્થાન છોડી અન્ય સ્થળે જતોજ નથી, માટે તમારા રાજા સાથે ગમેતેવી, પ્રીતી હશે, તોપણ તે પોતાનું સ્થળ છોડી, કદી આવશે નહિં; માટે તેને નોતરવાનો વિચાર બંધ રાખો. તમે અહિં આવ્યા, એટલે તેને નોતર્યા બરોબર છે. તમારો રાજા લંકેશ બિભિક્ષણને નોતર્યાની નિશાની માંગશે, એમ તમને લાગતું હોય તો, તમે આ સ્થળપર જરા થોભો, એટલે

હું રાજ્યદરબારમાં જઇ, રાજાની કોઇ પણ અંગત ચીજ લઇ આવું.

આ પ્રમાણે વાત કરીને, કુસુમમાલીની પોતાના પતી હરિવાહનને ત્યાંજ થોભાવી, વાયુવેગે રાજ્ય દરબાર તરફ ચાલી, અને ગુપ્તરીતે રાજ્યાશન આગળ આવી, કોઈ નહિં જાણે તેવી રીતે, રાજા બિભિષણનું ચંદ્રહાસ્ય નામનું, ચોધારૂ ખડગ, ઉપાડી ચાલતી થઇ. અને આવીને તુરત તે ખડગ હરિવાહનને આપ્યું.

ચંદ્રહાસ્ય ખડગ જોઇ હરિવાહન ચકીત થયો; અને પોતાના દેશ તરફ આવવાની હા પાડી. હરિવાહન ખડગ જોઈ સતોષ પામ્યો, કારણ પુરતી નીશાની મળી. લંકાપતી બિભિષણ વગર ચંદ્રહાસ્ય ખડગ કોઈ પાસે નથી, એ વાત જગ જાહેર હતી

કુસુમમાલીનીએ પોતાના પીતાના ઘરમાંથી, પોતાનાથી લઇ સકાય એટલાં, અમુલ્ય રત્નો લીધાં. તેઓ બન્ને જણ જેમ સર્પ કાંચળીનો ત્યાગ કરી ચાલ્યો જાય, તેમ તે નિર્જન ભૂવન બીલકુલ નિર્જન કરી, અમૃતનું તુંબડું સાથે લઇને બાહાર નીકળ્યાં.

બાહાર નીકળી હરિવાહને પોતાના સાહ્યક દેવનું સ્મરણ કર્યું. તુરતજ તે દેવતા વૃષભનું રૂપ ધારણ કરી, આવીને હાજર થયો. તેઓ બન્ને અનિમિષ દ્રષ્ટીએ, જેમ શીવ. પાર્વતિ શોભે, તેવી સોભા ધારણ કરી, વૃષભારૂપ થયાં. નગ્રની ચરચા જોતાં તેઓ, સમુદ્ર ત્રટપર આવવા લાગ્યાં. માર્ગમાં જોનારાઓ આ સ્ત્રી પુરૂષનું અલોકીક જોડું નવીન ઉપન્યું છે, એમ જાણી જોવા સામા આવતાં હતાં. આ પ્રમાણે પ્રસંસા થતું જોડું, વૃષભ વાહને બેસી, સમુદ્ર ત્રટે આવી પહોંચ્યું.

વૃષભ પુર જોશેથી સમુદ્ર પાર ઉતરવાને, સમુદ્રના અગાધ કાળાં દવ સમાન જળમાં, નિર્ભયપણે ઉચર્યો. થોડીવારમાં તેઓ સમુદ્ર જળ પસાર કરી સામે પાર પૃથ્વી ઉપર આવી પોંહોંચ્યાં.

તેઓ સમુદ્ર પાર ઉતર્યાં કે તરતજ પુષ્પબટુક લંકાદ્વીપના કીનારા ઉપર, તેમની પાછળ આવી પોહોંચ્યો. તે ક્રોધથી અતિ રક્ત થયો; પણ તેઓ પાર ઉતરી ગયા હતાં તેથી તેનું કાંઇ ચાલ્યું નહિં. અંતે નિરાશ થઇ પાછો પોતાના ઘર તરફ ચાલ્યો અને પોતે પોતાના આખા કુટુંબનો નાશ, પોતાની પુત્રીને પરણવાના લોભથી ગણકાર્યો નહોતો, તેનો હવે અતિ પશ્ચાતાપ કરવા લાગ્યો. આજેજ તેના આખા કુટુંબનો નાશ થયો હોય, એમ તેને લાગ્યું. અંતે તેની દુષ્ટતાના માઠાં પરિણામ ભોગવી, નર્ક નિવાસી થયો.

દેવતા પણ તેમને માહા અઘોર અટવી, ગામો, તથા નગ્રો ઉલંઘન કરી રત્નપુરી નગ્રથી થોડે દૂર મુકી, હરિવાહનની રજા લઇ, પોતાને પંથે પડ્યો ( માર્ગે ગયો. )

## પ્રકરણ ૨ જું.

હવે હરિવાહને રત્નપુર છોડયા પછી, તેની સ્ત્રી ઉપર શું વિપત્તી પડી ! તેનો હેવાલ, અહિ બતાવીએ છીએ.

રત્નપુરીનો રાજા વિશાળાપતી, વીકારથી રક્ત થયેલો, તે દરરોજ પોતાના દાસ દાસીઓ સાથે, હરિવાહનની પત્ની કમળકળાને મેળવવા, ખબર પુછાવ તો હતો. તેનું મન પોતાના તરફ ફેરવવા રોજ રોજ નવીન વસ્તુઓ મોકલતો હતો.

આ પ્રમાણે રાજાનું વર્તન જોઇ, કમળકળા વિચારવા લાગી, કે રાજા માહરે ઘેર રોજ નવીન નવાઇની ચીજો, શા કારણથી મોકલાવતા હશે ? એ વીશે એક દિવસ તેણે રાજા તરફથી આવેલા દાસ તથા દાસીઓને પછ્યું. રાજાએ પોતાના તરફથી જનાર નોકરોને આગળથી સમજાવી મુકયું હતું, તે પ્રમાણે

તેઓએ જવાબ આપ્યો કેઃ—હે બાઇ સાહેબ ! આપ જાણતાં નથી કે આપના પતી સાથે રાજાને ઘણો ઘાઢો સ્નેહ છે, વળી તેમને રાજાએ પોતાનું કામ કરવા, દુર દેશ મોકલ્યા છે; માટે આપના ઘરની સંભાળ રાજાએ રાખવી, એ રાજાની ફરજ છે. જો રાજા આપની કાળજી નહિ રાખે, અને આપના પતી ઘેર આવ્યા પછી, તેમના જાણવામાં આવે કે, રાજાએ સંભાળ રાખી નથી, તો રાજા ઠપકાને પાત્ર થાય. એજ કારણથી રાજા આપની સંભાળ રાખે છે, માટે આપે એ વીશે જરાપણ ફીકર રાખવી નહિ.

કમળકળા પોતાના મનમાં જાણી ગઇ હતી, કે રાજાને દુષ્ટ બુદ્ધિ ઉપજી છે, પણ નોકરોને મીઠું બોલવા સમજાવ્યું છે, તેથી આ પ્રમાણે મીષ્ટ વાકયો બોલે છે, પણ આગળ એનું કારણ સમજાશે. હાલ બોલવાની જરૂર નથી. તેણે રાજાની મોકલેલી વસ્તુઓ, વગર આનાકાનીએ લઇ, તેમના આગળ રાજાની પ્રસંસા કરી; અને કહ્યું કે રાજાની અમારા ઉપર, ઘણી કૃપા છે, અને હમે તેના ઓશીંકળ છીએ. આ વાત નોકરોએ રાજા આગળ કહી, અને તે સાંભળી રાજા ઘણો ખુશી થયો.

આ પ્રમાણે સાર સંભાળ લેતાં, કેટલાક દિવસ વિત્યા. એક દિવશ રાજા વિશાળાપતિ કામરાજાના મહા તેજસ્વી ઘોડાઓ, પોતાના કાબુમાં રાખી શકયો નહિં, એટલે (કામદેવની પીડા સહન કરી શકયો નહિં) તેથી તેણે પોતાની દાસી સાથે, કમળકળાને કેહેવડાવ્યું કે, "મેં કપટે કરીને, તાહારા પતીને લંકાદ્વીપે મોકલ્યો છે, અને તે હવે ત્યાંથી જીવતો આવશે નહિં, માટે હવે તેની આશા છોડી દે, અને મને કબુલ કર."

અહો ! વૃદ્ધિ પામેલા કામદેવનું સૈન્ય, શું અનર્થ કરી શકે નહિ ?

રાજાના કહેવા પ્રમાણે, દાસીએ કમળકળા આગળ આવી હાવભાવ કરી, તેનું મન ચળાવવા અનેક પ્રકારની યુક્તિ રચી, તેણીએ રાજાના કહેલાં વચનો કહી સંભળાવ્યા.

જ્યારે કુત્તીના મુખથી રાજાના આવાં વચન સાંભળ્યાં ત્યારે તેના સર્વ રોમ વિકસ્વર થયાં, અને તેના હૈયામાં, કારી જખમની માફક, એ બોલો વાગ્યા. આવા પ્રજવલીત અગ્નિ સમાન બોલ, તેનાથી સહન થઈ શકયા નહિં; તોપણ બુદ્ધિ બળે, કપટ રૂપ સમુદ્ર તરવાને, પોતાનો ઉભરો સમાવેશ કર્યો, અને મૌન રહી.

કુત્તીએ મૌનપણાની હકીકત, રાજાને નિવેદન કરી. રાજાએ કલ્પના કરી કે કમળકળા, માહારા ઉપર રાજી છે, અને તેથી-જ મૌન રહી છે. સ્વાભાવિક રીતે સ્ત્રીઓને કામ વિશેષ હોય છે. તોપણ મુખે બોલતી નથી. રાજા અત્યંત ખુશી થતો, કામી-જનને કામદેવના ધનુષ સમાન, એવી અઘોર રાત્રીને સમયે ચો-રની માફક રાજા, કમળકળાના અવાસમાં દાખલ થયો. કામદેવ-થી અતિશય પીડાયેલો રાજા, કમળકળાને જોઇ ઘણો ખુશી થયો.

સતીમાં શીરોમણી, એવી કમળકળા, રાજાને પોતાને અ:-વાસે આવેલો જોઇ, પોતાનો ક્રોધ છુપાવી રાજાને આદરસત્કાર કરવા લાગી. તેણીએ રાજા આસન મુકયું, અને બેસવા કહયું; અને કહ્યું કે હે રાજન! આપના પધારવાથી, મને આજે ઘણોજ હર્ષ થયો છે. આજનો સુર્ય, માહારે વાસ્તે સુવર્ણ રૂપ ઉદય થયો હશે.

આ પ્રમાણે કમળકળાના હાવભાવ જોઈ, રાજા ઘણોજ ખુશી થયો. “ કોઈ કહે કે કમળકળાને સતીમાં શીરોમણી કહી, અને આવું આચરણ કર્યું, માટે સતી કેમ કહેવાય ? તેનો જવાબ એ છે કે, સતી સ્ત્રી પોતાના ઉપર આવી પડેલી આપત્તી દુર કરવા મન વચને કરી, પોતાના શીલવૃતનું ખંડન નહિ થવાને માટે અસતી જેવું આચરણ કરે, તોપણ તેને કાંઇ બાધ લાગતો નથી.” તે પ્રમાણે કમળકળાએ કર્યું, તેમાં તેના વૃતને બાધ નથી.

કમળકળા—હે રાજન! આ અઘોર રાત્રીને વિશે આપને અહીં કેમ આવવું પડયું ?

વિશાળાપતી—હે સ્ત્રી ! તમારા દર્શનથી હું માહારો જન્મ સફળ થયો માનું છું. હે કમળાક્ષી ! આ અઘોર રાત્રીએ હું

તમને માહારે ઘેર લઇ જવા આવ્યો છું, તેથી જલદી ચાલો. અને માહારો કામજ્વર સમાવો. જેમ કંચન (સુવર્ણ) વગર રત્ન સોભતું નથી, તેમ તમારા રૂપી રત્ન વગર માહારૂં અંતઃપુર સોભતું નથી.

કમળકળા—હે દેવ ! તમે મને જે કહ્યું તે પ્રીય છે, સારૂં છે, હિતકારી છે, અને સત્ય છે; પણ તમે માહારા ભરથારના સ્વામિ છો, અમારા ઘરની ચિંતા રાખનાર છો, આપને ભરોશે, મને માહારા પતિ અહિં મુકીને, આપના કાર્યને અર્થે વિદેશ ગયા છે, માટે આપને આવું બોલવું યોગ્ય નથી. આતો વાડ ચીભડાં ગળે એ પ્રમાણે થાય છે. આપ તો ડાહ્યા, અને ગુણજ્ઞ છો. જ્યારે આપ આ પ્રમાણે બોલો છો, ત્યારે બીજા કોનું શરણ ? માટે આપ ડાહ્યા છતાં મુર્ખ જેવું વર્તન કેમ કરો છો. આપ જેવા માટે એ વ્યાજબી નથી. અને આપ જેવાને છાજતું નથી. સુર્યઉદય હોય ત્યારે ચંદ્રની કોઈ ઇચ્છા રાખતું નથી.

આ પ્રમાણે કમળકળાના બોલ સાંભળી, રાજા હુસવા લાગ્યો તેણે કહ્યુંઃ—હે કમળનયની ! તાહારે માટે તો તાહારા સ્વામિને મારવા, અતિ સંકટવાળે સ્થાને મોકલ્યો છે. તે ત્યાંથી કેમ કરીને જીવતો આવશે ? સમુદ્રમાં પડેલું મનુષ્ય, જીવતું આવ્યાના સમાચાર કદી પણ સાંભળ્યા છે ? કદી જો તે પોતાની પ્રતિજ્ઞા ભંગ કરીને, ત્યાં ગયા વગર પાછો આવશે, તો પ્રતિજ્ઞા ભંગના ગુન્હા માટે, તેને હું માહારે હાથે હણીશ. પણ તેની તો આશા છોડ. હવે તે તને ફરી મળવાનો નથી, એ સત્ય છે.

ધિક્કાર છે કામાંધને, કે જે કામને વશ થઇ પોતાની છુપી વાત પણ પ્રગટ કરે છે.

ક્રોધના પુર આવેશમાં આવેલાનો, આતુરતાવાળાનો, વ્યસનમાં અતિ આશકત થયેલાનો, અતિ મમતાવાળાનો, તથા ઉન્નમત્તનો, અને મરણ પામતાનો, સ્વભાવ સ્વતઃ પ્રગટ થય છે.

વિશાળાપતી—હે ચંદ્રમુખી ! જે દિવસે હું તારે ત્યાં જમવા આવ્યો, તે દિવસે પ્રથમ તમારૂં રૂપ યોવન, અને ગુણો જોયા; અને ત્યારથીજ, મને કામજ્વર પેદા થયો છે. હે સુંદરી ! મારાં સર્વ ગાત્ર ધગધગે છે. માહારા શરીરના અવયવો તોડાય છે. હૃદય ફાટે છે. શ્વાસ ગરમગરમ નીકળે છે. માહારી જીભ સુકી પડે છે. મને પાણીનો સોશ પડે છે તેથી માહારો કંઠ સુકાય છે. હું નિરૂત્સાહી થઇ ગયો છું. નાહાના પ્રકારની ક્રીડા હવે મને ગમતી નથી. માહારા વસ્ત્રાભુષણનો પણ બોજો મને અસહ્ય લાગે છે. બંધીજન સાથે કોઈ પ્રકારની ગોષ્ટી મને રૂચતી નથી. માહારી બુદ્ધિ મંદ પડી ગઇ છે. હું એક વસ્તુ યાદ કરૂં છું તો જરા વારમાં બીજી ભુલી જાઉં છું. રાત્રી તથા દિવસ મને કાળ સમાન ભાસે છે. નિંદ્રાએ માહારો ત્યાગ કર્યો છે. મને સર્વ સ્થળે તાહારીજ મુર્તીના દર્શન આગળ આવે છે. મને માહારો મેહેલ સ્મશાનવત લાગે છે. માહારૂં મન કોઈ ઠેકાણે ઠરતું નથી. જ્યાં ત્યાં તાહારીજ આકૃતી માહારા જોવામાં આવે છે. હે વલ્લભા ! રાત્રે તાહારા મનોહર નામનું સ્મરણ કરતો હું આખી રાત સય્યામાં પછાડા મારૂં છું, સુખ સય્યામાં પણ મને ગોખરૂંના કાંટા વાગતા હોય તેમ મને ચેન પડતું નથી. મને જરા નિંદ્રા લાગે છે એટલામાં તો કમળકળા ! કોણ કમળકળા ? શું ? કમળકળા તમેજ કે ? એમ લવારો કરતો, ઝબકીને જાગી ઉઠું છું. આવી રીતે હરનીશ તાહારા રટણથી હું બાહાવરો બન્યો છું. માહારી રાણીઓ માહારી મશ્કરી કરે છે. હે પ્રાણપ્યારી ! માહારી આવી સ્થીતી થવાનું કારણ તમેજ છો. હવે કૃપા કરી કામજ્વરથી પીડાએલા, માહારા જેવા રંક રોગીના વૈદ થઈ; પ્રેમરૂપી ઔષધ પાઇ જીવાડો. તમારા શીતળગાર જેવા, અંગનું આલીંગન આપી, માહારા ઉકળતા હૃદયને, શીતળ કરો. માહારૂં જીવન તમારાજ હાથમાં છે. હે કમળવદની ! આજે માહારા અને તમારા બંનેના ભાગ્યોદય, તમારાજ હાથમાં છે.

હે પ્રીયે! તમારૂં એક મધુર વચન, અને માહારૂં સર્વ રાજપાટ સરખુંજ છે; બલકે તમારૂં મધુર વચન, મને રાજ્ય સાહેબી કરતાં પણ વિશેષ છે. આ રાજ્ય તમારૂંજ છે. માહારા દિવ્ય ભૂવન, અમુલ્ય વસ્ત્રાભૂષણ, નાહાના પ્રકારના રત્નો, સુવર્ણ, હાથી, રથ, ઘોડા, તથા બીજા અનેક પ્રકારના સુખપાલાદી વાહનો સર્વ તમારાંજ છે એમ નક્કી જાણવું. પ્રધાનાદિ રાજ્યપુરૂષો, દાસદાસીઓ, સીપાઈ સફરા, સર્વ તમારી ઇચ્છાને આધીન છે.

હે પ્યારી! હું આજથી તમને પટરાણીપદ આપું છું. હું પોતે પણ તમારોજ છું, અને તમારા કહેવા પ્રમાણે વર્તીશ. હું તમારાથી કદી વિરૂધ થઇશ નહિ. તમે કદી એમ ધારતા હશો કે, આજે રાજા મારાપર પ્રસન્ન છે; અને પછી કોણ જાણે કેમ થશે. એમ અંદેશો રાખતા હો તો, એ વિચાર તમે તમારા મનમાંથી દૂર કરજો; એ પ્રમાણે થવું અસંભવિત છે. હું આજથી તમને વચન આપું છું કે, જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી તમારો આ આજ્ઞાંકીત વિશાળાપતી, એક ક્ષણ પણ જુદો જીવી શકવાનો નથી.

આ પ્રમાણે બોલી, રાજા વિશાળાપતી વચન આપવાને એકદમ હાથ પસારે છે તે જોઇ, વિચારમાં ખીન્ન થયેલી, કમળકળા એકદમ ચમકી; અને રાજાને વશ પડેલી પોતાની સ્થીતીનો વિચાર કરી નીચું જોયું, અને લાંબો નિશ્વાસ નાંખ્યો. તેનું ચંદ્ર સમાન વદન કરમાઇ ગયું, તેનું હૈયું ભરાઈ આવ્યું, તેની આંખમાંથી ચોધાર આંસુની ધાર ઝરવા લાગી.

બિચારી કમળકળા કરૂણામય સ્વરે, ગદગદ કંઠે પોતાના પરદેશ ગયેલા પતીને યાદ કરી રડવા લાગી.

હે પ્રાણનાથ! આપને પરદેશ મોકલવા, આ નરાધમ રાજાના, આવા દુષ્ટસંકેત વિના, બીજું કાંઇ કારણ નથી, એમ મને આજેજ ખાત્રી થઇ છે. આજ સુધી હું આ રાજાની આવી દુષ્ટ બુદ્ધિથી અજ્ઞાત હતી.

હે પ્રાણવલ્લભ! જો રાજાની આવી દુષ્ટતાની જાણ હોત, તો હું આપને પરદેશ જવા દેતજ નહિં. કદી તમે હઠ કરી માહારૂ કહ્યું નહિં માનતે તો, હું એકલી અહિં રહેતે નહિં, પણ તમારી સાથેજ આવતે.

અરે! હું ભુલું છું. આપે તો મને ભરમમાં કહ્યું હતું કે "મને તાહારી ફીકર રહે છે," પણ તે વખતે ભોળપણમાં હું કાંઈ સમજી નહિં.

હાય! હવે હું શું કરૂ! હું પરદેશણ છું. અહિં માહારૂં કોઇ નથી. મને કોણ સહાય કરશે? માહારૂ શું થશે? મને કાંઇ સુજ પડતું નથી. માહારો કાંઇ ઉપાય નથી. હે ધરતીમાતા! તું કેમ નુધરી-નીર્લજ બની ગઇ છે? કેમ માર્ગ આપતી નથી? મને માર્ગ આપ કે હું સમાઇ જાઉં. તેના નેત્ર ક્રોધે રકત થઇ ગયાં, અને રાજાને જોરથી ગુસ્સાના આવેશમાં કહેવા લાગી:—

હે દુષ્ટ, ચંડાળ, નીચ, કુકર્મી રાજા! માહારા જેવી રંક અબળાને તાહારી આવી કપટજાળમાં સપડાવી, જુલમ ગુજા-રતાં, તને જરા શરમ આવતી નથી? ધિકકાર છે તને, તાહારા રાજપાટને. સતસહસ્ત્રધા ધિક્કાર છે.

માહારે તાહારા રાજનું શું કામ છે? તાહારી રાજ્યરીદ્ધિનું પણ મારે શું કામ છે? તાહારી પટરાણીપદનું મારે કાંઇજ કામ નથી- તેમજ તારૂં પણ મને કાંઈ પ્રયોજન નથી. બાળ તારૂં મોઢું. મને તાહારી સ્વપ્ને પણ ઇચ્છા નથી. તાહારા વસ્ત્રાભુષણ, રત્નાદિ સુવર્ણ શા કામના છે? આવા ક્ષણભંગુર ધનનો મને જરા પણ લોભ નથી.

કહ્યું છે કે:—

विद्युत लक्ष्मि पारता पवन ।
आयुष एतो जलना तरंग ॥
पुरंध्री चाय अनंग रंग ।
शुं? राचिए एथी क्षणमांज भंग ॥

અર્થઃ—લક્ષ્મિ ચળાચળ છે, અધિકાર એક પવનની લેહેર સમાન છે, ચોમાસામાં થતુ ઇંદ્રધનુષ, જેને લોકો બાણુને નામે ઓળખે છે, તેમાં ઘણા સુશોભિત રંગ થાય છે, પણ જરા વારમાં તે હતા, ન હોતાની માફક થાય છે. માટે એવા ખોટા રંગથી, ખોટી મોટાઇથી, અને ચળાચળ લક્ષ્મિથી શું ખુશ થવા જેવું છે? એથી કાંઇ અવિચળ પદ મળતું નથી.

મને તાહારી કોઇપણ વસ્તુની ઇચ્છા નથી. મને માહારૂં શીલવૃત અખંડ રાખવાની ઇચ્છા છે. માટે માહારા આગળ તાહારૂં કાંઈ ચાલવાનું નથી. જેમ આવ્યો તેમ છાનોમાનો ચાલ્યો જા.

હે દુષ્ટ પાપી! હવે હું તાહારી દુષ્ટ વાણી સાંભળવા માંગતી નથી હું શુદ્ધ ક્ષત્રિયાણી છું. તાહારૂં આવું અપમાન હું સાંખી શકતી નથી. પણ શું કરૂં! વધાદિ દોષથી ડરૂં છું.

આ પ્રમાણે કમળકળાનાં, ક્રોધ ભર્યાં વાકયો સાંભળી, રાજા કેહેવા લાગ્યો કેઃ—એ બધું ખરૂં, પણ અમારા જેવા રાજા જો તાહારા જેવી રંક, અબળાઓથી, ડરતા હોત તો, રાજ્ય કેમ ચલાવી શકતે? પ્યારી! પ્યારી! કહી બોલાવી, એટલે બાઈ તો છાપરે ચઢયાં હોય એમ લાગે છે. હવે વિલંબનો સમય નથી. ચાલ, જલદી હા, કે ના, નો જવાબ દે. તાહારી શી મરજી છે? તું જાણુતી નથી? કે તું અહિં એકલી છે. શું? હવે તાહારો પતી જીવતો આવશે? તે તો કોણ જાણે કયાંએ, મહાસાગરમાં, અગર જંગલની ઝાડીમાં, રવડી રઝળી મરણ પામ્યો હશે, તેની આવવાની આશા નથી. જ્યારે હવે તેની આવવાની આશા નથી, ત્યારે એવી કોણ અનાથ સુંદરી હશે? કે જે માહારા જેવા પૃથ્વિપતીને પતી સ્વીકારી સનાથ નહિં થાય? આ પ્રમાણે ક્રોધથી પણ જ્યારે કમળકળાએ માન્ય નહિં કર્યું ત્યારે રાજા ફરીથી તેને સમજાવે છે.

હે મૃગનયની ! તાહારા ચારૂ નેત્રમાં, આ શુભ પ્રસંગે આંસું ભરવાં વ્યાજબી છે ?

લક્ષ્મિ ચાંલ્લો કરવા આવે, મુખ ધોવા જાય એવા મુર્ખ માણુશ જેવી તું નથી.

બસબસ, ચાલો, માહારો રથ બાહાર ખોટી થાય છે. આજથી માહારા શયન ગૃહમાં આવી, મન માન્યા સુખ વિલાસ ભોગવો. ખુશીથી આવશો તોપણ લઇ જઇશ; અને ના ખુશી બતાવશો તોપણ લઈ જઇશ. તને છોડનાર નથી.

હુંજ એવો કે તાહારા પતીને પરદેશ મોકલ્યો. ખરીસ્વારીએ તને લઇ જાત તો, તાહારો પતી શું કરનાર હતો ? તાહારો પતી આડો આવતે તો તેનું શીરચ્છેદ કરતાં શું વાર હતી તાહારા પતિનું તાહારી સમક્ષ શીરચ્છેદ કરત, તો પછી તેને કયાંથી મળતે ? પણ માહારે હાથે નહિં મારતાં એની મેળે રવડી, રઝળીને મરે, એવો ઉંપાય કર્યો, તેથી તું એમ જાણે છે કે, હું તાહારા પતીથી બીહું છું તાહારા પતીની માહારા આગળ શી ગણત્રી ? મને કોણ રોકી શકનાર હતું હું પોતે માલીક છું, માહારો કોઇ ઇનસાફ કરનાર નથી.

હે પ્રીયા ! માહારૂં કહ્યું માન; માહારી સાથે વધારે જક કરવામાં સાર નથી. તમે સમજુ છો, ડાહ્યા છો, તમારૂં શ્રેય શું છે. તેનો વિચાર કરો.

શું ? હું હરિવાહન કરતાં રૂપમાં, ગુણમાં કોઇ પ્રકારે ઉતરતો છું ? મદોન્મત્ત મહિલાઓના, કામ વિકારની પરીક્ષા કરવામાં, શું હું અજાણ છું ? તાહારા પતી કરતાં, કામશાસ્ત્રના અભ્યાસમાં, શું હું કાચો છું ? પ્યારી ! માહારે મંદિરે ચાલો, તમારા સર્વ મનોરથ પુરા થશે. માહારા શયનગૃહને જોઈ, ઉત્તમ દેવાલય પણ તુચ્છ ગણશો. કમળકળા વસંત ઋતુમાં વિશાળા પતિને ત્યાંજ શોભે. વીધાતા નિંદવા યોગ છે. જ્યાં જોઇએ ત્યાં તેની મુર્ખાઇ મોજુદ છે. દરેક કામમાં તેની બેદરકારી દેખાય છે, તેની

અપુર્ણતા કેટલી ? નહિં તો હરિવાહન જેવા રંકને ત્યાં, કમળ-
કળા જેવું રત્ન મુકે ? રત્ન તો સુવર્ણમાંજ શોભે. લોઢામાં રત્ન
શોભે નહિં. કોઇ મુર્ખ માણસ લોઢામાં રત્ન જડશે, તો શું
કોઈ સુજ્ઞ પુરૂષના જોવામાં આવે તો, તેને ત્યાંથી કાઢી, વાજબી
સ્થાને નહિં મુકે ? નહિ નહિ, એમ કદી બનેજ નહિં. તેમ
થાય તો, તે સુજ્ઞ કેહેવાય નહિં. માટે સુજ્ઞ પુરૂષ, જરૂર એ
પ્રમાણે ફેરફાર કરવા ચુકશે નહિં. માટે હું પણ તને લઈ
ગયા વગર રહીશ નહિ.

કમળકળા પોતાના પ્રાણનાથની, આવી અયોગ્ય, નિંદા
નહિં સહન કરી શકી, તેણે ક્રોધાવેશમાં ઉંચું જોયું. તેના મુખ-
પર લોહી તપી જવાથી, સુરખી ચઢી આવી. તેના નેત્ર રક્તવર્ણા
થયાં. જુસ્સામાં તેના ડોળા, બાહાર આવ્યા હોય, તેવા થયા.
તેનું હૃદય કંપવા લાગ્યું. તેનું ગાત્ર ગરમ થયું. તેના રોમાંચ
ઉભાં થયાં. એકદમ ત્રાસથી જુસ્સામાં બોલવા લાગીઃ—

હે રાજા ! તમારે બીજું જે કાંઇ, બોલવું હોય તે ભલે
બોલો; પણ તમને સાફ કહું છું, કે માહારા પ્રાણપતીની
નીંદા, માહારા આગળ કરશો નહિં. તે સુરૂપ છે, કે કુરૂપ છે,
ગુણવાન છે, કે મુર્ખ છે, ધનવાન છે, કે દારિદ્ર છે; તો પણ આ
ક્ષણભંગુર જગતમાં, માહારૂં સર્વસ્વ શ્રેય તેજ છે. મને તેના વગર,
આ જગતમાં બીજું કોઇ, પ્રીય નથી. તે માહારો પ્રાણ છે,
બલકે પ્રાણ કરતાં પણ અધિક છે. માટે તમારૂં બોલવું બંધ
કરો. હું તમારે શરણે, કદી પણ આવનાર નથી; તમને સ્વપ્ને
પણ જોવાની, ઇચ્છા રાખીશ નહિં. હું માહારા પતીના નામના,
રટણ વગર બીજો એકપણ અક્ષર ઉચ્ચારીશ નહીં, માહારાથી અઘ
ટીત, કાર્ય થશે નહીં. કહ્યું છે કે:—

સીખરણી છંદ

સહે કષ્ટો કોટી, પણ કુલીન તો, ટેક તજીને,
કદિ આડે માર્ગે, પગ નહિં ધરે, ધૈર્ય હરિને;

મરે ભૂખે તોયે, પશુપતિ, તજી માંશ તૃણને,
કહોની તે ખાઇ, દુર કરશે શુ ? ભૂખપિડને!
વળી ધીરા તો, પગલું અપંથે નહિંજ ભરશે,
ગ્રહે રાહુ તોયે, રવિ, શશિ, સ્વમાર્ગે વિચરશે;

હે રાજા? માહરો કેડો મૂકો, અને તમારૂં કામ કરો, તમારા રાજ્ય મેહેલમાં, રાણીઓ છે, તેજ તમારી છે. પારકી, પોતાની, કદિ થઇ નથી, અને થશે પણ નહીં.

આવી રીતે કમળકળાનું બોલવું સાંભળી, રાજા તેને કહે છે.

હે કમળકળા ! જો તાહારૂં સર્વસ્વ શ્રેયતેજ છે, તો પણ તે કયાં છે, એ ? તે તો કયારનો, મરણ પામ્યો હશે. જે વસ્તુ દુનિયા પાર થઇ છે, તેના ઉપર મમત્વ મમતા રાખવાથી, શું ફાયદો છે? ડાહ્યા પુરૂષો, ગઇ વસ્તુનો સોચ કરતા નથી, તેમ ચાલતા સુખનો, ત્યાગ કરતા નથી.

હે સુંદરી ! મીથ્યાવાદ મૂકી માહારે શરણે થવું, એજ તાહારે માટે શ્રેષ્ટ છે; નહિંતો અહિંથી એકદમ પકડી, માહારા નીચે ઉભેલા સુભટો સાથે, માહારા શયનગૃહમાં, પોંચતી કરીશ. પછી ત્યાં તાહારૂં કોઈ નથી. ત્યાં તાહારે, માહારી ઇચ્છાને આધીનના એ, વર્તવું પડશે. માટે તાહારૂં ભવિષ્ય, જેમ સુધરે તેમ કર.

આ વિકટ વીટંબણામાં, આવી પડેલી કમળકળાએ, પોતાના મુસાફરીએ ગયેલા, પતીનું શું થયું હશે, તેનો, તથા દુષ્ટ, કામાંધ, રાજાના સપાટામાંથી, શી રીતે બચી, પોતાનું શીયળ વૃત, કેમ અખંડ રાખવું, તેનો વિચાર કરવા લાગી. તેણે હાલ સમય સાચવી લેવા ધારી, પ્રસંગને અનુસરી, ઉંચુ જોયું. તેણે રાજા સામી કટાક્ષ દ્રષ્ટી કરી, અને મંદહાસ્ય કર્યું.

આ ઉપરથી રાજાનું મન, પ્રફુલીત થયું. તેના રોમ ખુશીના આવેશમાં વીકસ્યાં; ઘણા દિવસની ધારેલી આશા, પુર્ણ થશે, એવી આશાએ, તેનું હૃદય ધબકવા લાગ્યું, અને અધીરો, થઇ, કહેવા લાગ્યો કે:-"સ્ત્રી જાત હઠીલી, તે હઠીલીજ" ચાલો

હવે મ્હારી સાથે, માહારા રથમાં બેસી, માહારે મોહોલે આવવા તૈયાર થાઓ; એમ કહી, હાથ પકડવા જાય છે, એટલે કમળ કળાએ, પ્રેમાળ વચને જવાબ આપ્યો.

હે માહારાજા! બહુ ઉતાવળા થાઓ નહિં, હાલ તમે તમારે ઘેર જાઓ; હજુ હું માહારૂં, પતિવૃત છોડવા જેવી, અધમ થઇ નથી. હજુ મને, માહારા વિદેશી પતિ આવવાની આશા છે. આજથી એક માસમાં, માહારા વિદેશી પતિના, કાંઇ સમાચાર નહિં મળશે તો, હું, તમને જરૂર, માહારી ખુશીથી, તમને મળીશ. પણ હાલ એક માસ સુધી, તમારે માહારી આશા રાખવી નહિ.

કામાંધ રાજાએ વિચાર્યું, કે એના પતીનો કાંઇ પત્તો નથી. તે તો જરૂર મરણ પામ્યો હશે, એવી મને ખાત્રી છે. હવે તે કયાંથી આવવાનો છે? તેની આવવાની આશા ખોટી છે. એક માસની અવધી તો, સેહેજમાં પુરી થશે. એક માસ પછી, મને મળવા ખુશી બતાવે છે, માટે, થોડા વખતને માટે તેને દુભાવવી એ વાજબી નથી. 'ઠીક છે' એમ કહી પોતાનું ધાર્યું સિદ્ધ થયું, એમ જાણી, હર્ષભેર પોતાના રાજ્યમહેલ તરફ ચાલતો થયો.

કામાંધ રાજાના ગયા પછી, કમળકળાએ મનમાં ધાર્યું કે, ઠીક થયું. ઝેરથી મરે, તેને વીખ દેવાની, જરૂર નથી. એક માસમાં, માહારા સ્વામિનાથ, મને આવીને મળશેજ, એવી મને ખાત્રી છે.

બિચારી કમળકળા, જેમ તેમ પોતાનો કાળ નિર્ગમે છે, અને પોતાના પતિની, રાહા જોયા કરે છે.

એક માસની મુદત, પુરી થવા આવી; પણ પોતાના વિદેશી પતિના, કાંઇજ સમાચાર મળ્યા નહિં. તેથી તેને અતિશય ચિંતા થવા લાગી.

તે પોતાના મનમાં, ઉંડા નીસાસા મુકવા લાગી, અને કહેવા લાગી કેઃ- એક માંસની અવધી, પુરી થયા છતાં, પતીના તો કાંઇ સમાચાર મળ્યા નહિ. મેં એક માસની અવધી માંગી, એ ખોટું કર્યું. એક માસ તો સેહેજમાં, વહી ગયો, કાલે ચંડાળ

રાજા આવશે, અને તેના કામાગ્નિમાં, માહારૂં અતિ શ્રેષ્ટ, અને શ્રેયસ્કર, શીલરૂપી ઘૃત, હોમવા ઉભો થશે; ત્યારે હું, શું કરીશ ? હું માહારી મેળેજ, એની સાથે બંધાઇ ગઇ છું. હવે માહારૂં કાંઇ ચાલશે નહિં.

મેંજ ભૂલ કરી, કે એક માસની માંગણી કરી. છ માસની માગણી કરી હોતતો, ઠીક થાત, રાજાને કામાંધતાને લીધે, એક માસ કે, છ માસની, સમજ પડેતે નહિં. એને તો, પોતાનો ધારેલો નીયમ, પુરો કરવાની, હઠ હતી. કામી, ક્રોધી, તથા લોભી, પુરૂષોને, પોતાનો સ્વાર્થ સાધવા શીવાય, કાંઇજ સમજ હોતી નથી. સ્વાર્થ વગર, બીજુું કાંઇ સુજતું નથી.

અહો ! ધિક્કાર છે મને, માહારા રૂપને, માહારા યોવનને તથા માહારી બુદ્ધિને; કે જેણે માહારા ઉત્તમ શીલરત્નનું હરણ કરવા, આ નરાધમ, રાજાને પ્રેર્યો.

હવે શીલ રત્નનું રક્ષણ કરવું, એજ માહારો ધર્મ છે; ગમે તેમ થાય, તોપણ એને હાથે તો ચઢવું નહિં, એવો માહારો દ્રઢ નિશ્ચય છે.

---

## પ્રકરણ ૩ જું.

---

કમળકળા જરા વિચારમાં પડી, તે વીલે મોઢે પોતાના મન સાથે નીચે પ્રમાણે બોલાવા લાગી:—

("હું અબળા, આવા અધમ નર આગળ, શી રીતે શીલ રત્નનું રક્ષણ કરીશ ? સત્તા આગળ શાણપણ, શા ? કામનું છે ? વિષ ભર્યો વિશાળાપતી, પોતાનું કટક લઇ, કાલે સવારે માહારે આંગણે આવી, ઉભો રહેશે; ત્યારે હું, તેને શું જવાબ દઇશ ?)"

તે માહારા આપેલા વચન પ્રમાણે, પોતાને મોહોલે

લઇ જવા, મને કહેશે, ત્યારે માહારે, ના કેહેવી, એ અયોગ્ય છે; અને તેની સાથે જવું, એ એથી પણ વિશેષ, અયોગ્ય છે.

હું ના કહીશ, તોપણ, તે પોતાના શુભટોને, જબર જસ્તીથી, મને લઇ જવા, હુકમ કરશે; ત્યારે માહારો શો ઉપાય !? દુષ્ટ દુર્યોધને, સતી દ્રૌપતીના ચીર, સભા વચે, તેના પતી ના દેખતાં કાઢયાં; પણ તેને તો શાક્ષાત પ્રભુ સાહાય હતા. માહારૂ શું થશે ! તે મને ઠગારી, દુષ્ટા, એવાં વચનો કહેશે, માહરે તે સાંભળવાં પડશે; ના ઇલાજે સાંભળ્યા વગર છુટકો નથી.

તેના શુભટો, તેના હુકમથી, મને તેના શયનગ્રહમાં, લઇ જઇ મુકશે. ત્યાં દુષ્ટ રાજા, પોતાનું ધાર્યું કરશે; ત્યાં મને કોઇ બચાવનાર નથી.

અરે ! હાય ! આ વખતે માહારા, પ્રાણપતી વગર, મહારી કોણ રક્ષા કરશે ? પ્રાણપતીનો તો, હજુ સુધી કાંઇ પત્તો લાગ્યો નહીં,

દુષ્ટ રાજા, પોતાના શયનગૃહમાં લઇ જઇ, મને મારશે તો નહિ; પણ મને જીવતી મુઇ, જેવી કરશે. શીલખંડન થયું તો પછી સર્વસ્વ ગયું.

મને, માહરા નિયમથી ચુકાવશે, મને ખરાબ કરશે.

અરે ! હાય ! હું પાપીણી, શા માટે જન્મી ? જન્મી તો ભલે, પણ આવું દુઃખદાયક, રૂપ શા માટે વિધીએ આપ્યું હશે?

અરે ! હું ભુલું છું. હું હજુ નાઇલાજ થઇ નથી. હજુ માહારા હાથમાં છે. રાજા તો કાલે આવશે, હજુ તો આખી રાત છે. આડી રાત તેની શી વાત ? માટે ફીકર કરવા જેવું નથી.

જ્યારે કોઇ, સતી અબળાનું, શીલ ખંડન કરવા પ્રજાવર્ગ- માંથી, કોઈ ખળ પુરૂષ, તત્પર થાય, અને બળાત્કાર કરે, ત્યારે ન્યાયાસને, બીરાજેલા સત્યવાદી રાજાનું, શરણ લઇએ, તો તે

ન્યાય માર્ગે, તેનો યોગ્ય બંદોબસ્ત કરે; અને સતીને શરણે રાખે.

જ્યારે ન્યાયાસને બીરાજેલા, રાજાની નજર ભ્રષ્ટ થાય, અને તે બળાતકાર કરવા ધારે, ત્યારે માહા મોહોટા કૃપાળુ યમ રાજાનું શરણ લેવું, સર્વથી વધારે શ્રેષ્ટ છે. હું શું કરવા, ગભરાઉં છું? શા માટે પરમ કૃપાળુ, યમ રાજાનું શરણ ચુકું છું? આ વખતે આત્મહત્યાનો દોષ ગણી, બ્હીવું સારૂં નથી.

શીલવૃત મનથી ધારણ કર્યા પછી, તેનું ખંડન થાય, તેમાં જે દોષ છે; તેના કરતા શીલ સાચવવા, આત્મહત્યા કરવામાં, દોષ ગણો થોડો છે. એમ શાસ્ત્રો પણ કહે છે.

હે જીવ! ચાલ ઉઠ, તૈયાર થા; આત્મહત્યા કરવા. તાહારી આવીને આવીજ સ્થીતી, ઘણી વખત થઇ હશે. લક્ષચોર્યાશીના ફેરા ઘણીવાર ફર્યો હશે, અને ફરશે. દેહ પાતથી તને તો, કાંઇજ નથી. આતો દેહાદીક કષ્ટ છે; કારણ રાજા તો દેહના રૂપને, મોહ્યો છે. જીવને મોહ્યો નથી. જીવ અરૂપી છે. દેહ ધારણ થયા પછી દેહાદિ જેવાં કર્મ કર્યાં હોશે, તેવાં ભોગવશે. જીવને અને દેહને સગાઇ નથી. દેહમાં જીવ, શાક્ષી રૂપે રહ્યો છે. જો જીવને અને દેહને સાથે સંબંધ હોય તો, દેહ છોડીને જીવ જાય નહિં. ખોળીઉ (દેહ) છોડી, જીવ ચાલ્યો જાય છે, કર્મ કરતાં બ્હીધો નહિં, તો ભોગવતાં શા સારૂ, બ્હીવું જોઇએ? બ્હીધે છુટકો થવાનો નથી. ઝટ ઉઠ.

આવી રીતે જીવ, અને દેહના જુદાપણાનો, વિચાર કરી, ઉઠીને, ઘરના મધ્ય ભાગે આવેલા, મજબૂત ભારોટીઆ સાથે, મજબૂત પાતળી દોરડી બાંધી, અને ફાંસીની માફક જેવી ગળામાં નાંખવા જાય છે, એટલામાં વિદેશી હરિવાહન, લંકાદ્વીપથી પરણીને લાવેલી, પોતાની રાણી કુસમકળાને નગ્ર બાહાર મુકી, પોતાના ઘરની, ચર્ચા જોવા આવ્યો હતો, તે એકદમ ઘરમાં, દોડી આવ્યો; અને કમળકળાને આત્મહત્યા કરતી અટકાવવા, ખબરદાર, એ કર્મ કરીશ નહિં, એમ મોટે સ્વરે બૂમ પાડી.

તેણે કમળકળાના કરેલા, સર્વ વિચારો, દુર રહી સાંભળ્યા હતા, અને નજરે જોયા હતા.

ખબડદાર ! ખબડદાર ! ! આત્મહત્યા જેવો અન્યાય, આ જગતમાં, બીજો કાંઇ નથી; એમ બોલતો કમળકળા આગળ, અચાનક આવી ઉભો રહયો.

હરીવાહનને પોતાની સામે આવીને, ઉભેલો જોઇ, કમળકળા, ગદગદ કંઠે બોલી:—કોણ સ્વામીનાથ ! અરે ! શું સ્વામીનાથ ! હા ' તમે છો ? હું સ્વપ્નું જોઉં ? છું કે સાચું ? મને માહારા મનની ઝંખનાના દર્શન દેખાય છે કે, સાચા ? મને કાંઇ સમજ પડતી નથી. આટલી રાતે સ્વામીનાથ કયાંથી !

હરિવાહન—હે ભોળી સ્ત્રી ! હું તાહારો સ્વામિ, હરિવાહન છું. તને સ્વપ્ન નથી. તું ઉંઘતી નથી; પણ હું તાહારો ખરેખરો, લંકાદ્વીપે ગયેલો સ્વામિ હરિવાંહન, તાહારી સમક્ષ આવી ઉભો છું.

કમળકળા—સ્વામિનાથ, આટલી રાતે એકદમ કયાંથી ? કેમ ! સ્વામિનાથ કુશળ તો ખરા ? હું આપને જોઇને હર્ષઘેલી બની ગઇ છું.

હરિવાહન—હા પ્રીયા ! હુંજ તાહારો સ્વામિ કુશળ છું., અને હમણાજ, આ પાસેના ઉદ્યાનમાંથી, ચાલ્યો આવું છું, પણ હે પ્રાણપ્રીયા ! શાણી સ્ત્રીને, આવું અયોગ્ય વર્તન, શા માટે જોઇએ ?

કમળકળા—હે સ્વામિનાથ ! અયોગ્ય કહો કે, યોગ્ય કહો; પણ જો આજે, આ વખતે આપના દર્શન થયા, નહિં હોત, તો, આ કમળકળા, કાલે સવારમાં, તમારા ઘરમાં, જીવતી નહોતી રૈહવાની, એમ નકકી માનજો. તમારા ગયા પછી રાજાએ, કાંઇ બાકી મુકયું નથી.

હરિવાહન—હે પ્રાણપ્રીય સુંદરી ! તાહારા સતીત્વનું, પુરે પુરૂં પારખું, મેં આજે તાહરા કરેલા વિચારો, જે મેં કાનોકાન

સાંભળ્યા છે, તેપરથી જોયું છે. તાહરા જેવી દ્રઢ, શીલ સાચવ નારી, સ્ત્રી માહારા જોવામાં આવી નથી. તું સ્ત્રીઓમાં શીરોમણી, એવી સતી સ્ત્રી છે. તાહારા ઉપર, કપટી રાજાએ જુલમ ગુજાર્યો જાણી, હું ઘણો દીલગીર છું. એ અધર્મી અધર્મના ફળ, મોડાં વહેલાં પામશેજ.

હે પ્રાણપ્રીયા! તું, જે જે વિચારો, આજે રાત્રીના સમયે, કરતી હતી, તે બધા મેં સાંભળ્યા છે. અધર્મી રાજાએ, જે જે કાંઈ વિપત્તી પાડી હશે, તેનો મને પુરેપુરો ખ્યાલ થયો છે. તાહારૂં સતીત્વ જાળવવાનો, ઉપાય નહિં હોવાથી, તેં આખર મરવું ધાર્યું હતું, વીગેરે સર્વ હકીકત, ગુપ્ત પણે રહી, હું સાંભળતો હતો.

હું પ્રથમથીજ, તાહારી સમક્ષ આવીને ઉભો રહયો નહિં, તેનું કારણ એજ કે, તું શું વિચાર કેરે છે, અને સું શુ વિપત્તી તને આવી નડી હશે, તે જાણવા ઇચ્છતો હતો.



## પ્રકરણ ૪ થું.



કમળકળાના રોમરોમ ખુશીના આવેશમાં પોતાના, સ્વામિને દેખીને વિકસ્વર થયાં. તેણે પોતાના પતીની આગતાસ્વાગતા કરતાં દુષ્ટ રાજાએગુજારેલા જુલમની વાત, અથથી તે ઇતીસુધી કહી

હરિવાહને પણ, ઘેરથી નીકળ્યા પછી, પોતાનો બનેલો, હેવાલ, પુર્ણ પણે કહયો. અને લંકા દ્વીપથી, કુસુમકળા મળ્યાના સમાચાર જણાવ્યા. જ્યાં ખરો પ્રેમ હોય ત્યાં કાંઇ છુપું નથી.

કહેવત છે કે:—

પ્રીત ત્યાં પડદો નહિં, પડદો ત્યાં નહિં પ્રીત,
જે પ્રીતમાં પડદો રહયો, તે પ્રીત નહિં પણ વીપ્રીત.

જ્યાં સાચો પ્રેમ હોય છે, ત્યાં કાંઇ પણ છુપું હોતુ નથી; પણ જ્યાં છુપું રાખવાની જરૂર પડે, તે પ્રીતને વીપ્રીત કહેવી, પ્રીત કહેવી નહિં.

કુસુમકળાના સમાચાર સાંભળી, કમળકળાએ પોતાના સ્વામિને, તેને મળવા અકાંક્ષા બતાવી.

હરિવાહન તેને મળવા બાહાર ઉદ્યાનમાં લઇ ગયો; અને અરસપરસ, એકએકને ઓળખાણ કરાવી.

તેઓ બંન્ને, ઓળખાણ પડતાં, એક એકને, ભેટયાં, અને ઘર તરફ આવવા, બેઉ સાથે તૈયાર થયાં.

જેમ હાલના જમાનામાં, બે શોકયો, અરસપરસે વઢવાડ કરી એક બીજાના, મુળ કાઢવા પ્રયત્ન કરે છે, તેમ તે સમયમાં નહોતું; એની સાથે વળી, આ બંન્ને સ્ત્રીઓ, અતિ ઉત્તમ સ્વભાવની હતી.

હાલના સમયમાં, જે પુરૂષને બે સ્ત્રીઓ હોય છે, તે પુરૂષનો જીવ દુ:ખાબ્ધીમાં ડુબ્યા જેવો હોય છે, તેના દુ:ખની વાત, તેજ જાણે. તેને ખવાનું કે સુવાનું પણ ચેન

હોતું નથી; પણ તેનો આખો વખત, કલેશમાં જાય છે. માટે બે સ્ત્રીના ભરથારે, સુખની ઇચ્છા રાખવી, એ મૃગ જળ સમાન છે. તેને સ્વપ્ને પણ, લેશ માત્ર સુખ ઉદભાવતું હોય, એમ નથી. કદાચ કોઇ પુરૂષને, સુખ મળે છે, તો તે તેના પુર્ણ, ભાગ્યોદયની નિશાની છે, એમ જાણવું.

આગલા જમાનાની સ્ત્રીઓને, હાલના સમયનું ચાલતું નામ શોકય આપવું, એ તદન ખોટું છે. તેઓ સહીઅરો, તો શું, પણ બેહેનો કરતાં પણ વિશેષ, પ્રેમપુર્વક હળીમળી, ને પુર્ણ સંતોષથી, પોતાના પ્રાણપતીની સેવામાં, તત્પર રહેતી.

કોઇ કારણસર, સહીયરો પણ વઢવાડક રે છે, સગી બેહેનો પણ, લઢાઇ કરે છે, અને એક બીજા સાથે બોલવાને વહેવારા અગર મોહુ જોવાનો વેહેવાર હોતો નથી; પણ આ બન્ને સ્ત્રીઓ, સ્વભાવથીજ શાંત હતી. એટલે એ બન્ને વચે, કદી પણ તકરાર થવા સંભવ નહોતો.

હાલની મુર્ખ બાયડીઓ કયાં? અને આગળની વિદ્વાન, સદગુણી, સુજ્ઞ ભાર્યાઓ કયાં?

સ્ત્રી, અને પુત્રાદીકનું, સુખ મેળવવા ઇચ્છનારે, પ્રથમ ડાહાપણ એટલુંજ વાપરવાનું છે, કે તેમણે પોતાની પ્રીયાઓને, નૈતીક, અને ધાર્મીક, શીક્ષણ આપવું જોઇએ.

તે બંન્ને સ્ત્રીઓને, હરિવાહન રાત્રીને સમયે, પોતાને ઘેર મુકી આવી, પોતે પાછો ઉદ્યાનમાં એકલો જઇ રહયો.

પ્રભાત સમયે હરિવાહને જતા આવતા, નાગ્રીક સાથે રાજાને, પોતે લંકાદ્વીપે જઇ, રાજા બિભિષણને નોતરી, પાછા આવ્યાના સમાચાર કહેવરાવ્યા.

આ વાત સાંભળી રાજાને કર્ણસુળ પેદા થઇ હોય, તેમ લાગ્યું, તે ઝાંખો પડયો. પ્રથમ તો તેણે તે વાત માન્ય કરી નહિ; પણ નગરવાશીઓએ, પોતે નજરોનજર, હરિવાહનને જોયાની

ખાત્રી આપી, ત્યારે પોતાના ભાગ્યને નિંદવા લાગ્યો.

આજેજ, તેને મોઢે આવેલો, કોળીઓ જતો રહયો. જેમ વૃક્ષના પાકાં પાંતરાં, ખરી પડે, તેમ આજે તેની પરીપકવ થયેલી સર્વ આશાઓ નષ્ટ થઇ. જેમ સોનીનું પીગળાવેલું સોનું, ઢાળામાં નાંખવાની તૈયારી વખતે, પીગળેલા સોનાની કુલડી, ફુટીને બધું સોનુ વીખરાઇ જાય, તેમ આજેજ રાજા વિશાળા પતીની આશા ટુટી પડી, (એટલે ધર્યુ ધૂળ મળ્યું.) કરેલી સર્વ મેહેનત ફોક થઈ ચોમાસાની ઋતુમાં ચઢી આવેલાં વાદળાં, જેમ પવનના સપાટાથી, વીખેરાઇ જાય, અને પાછો તડકો પડે, તેમ રાજા વિશાળાપતીના સર્વ મનોરથ, આજે વિખેરાઇ ગયા. ટુંકમાં એટલુંજ કે, આજે ભાગ્યદેવીએ રાજાને, ઉંચા પર્વતના શીખરપર, ચઢાવી, નીચે ફેંકી દીધો. તેના મનથી માની લીધેલા, સર્વ સુખનો આજેજ, નાશ થયો. તે પોતાના મનમાં ઘણું, પસ્તાવા લાગ્યો.

રાજા જરાવાર, સ્વસ્થ બની ગયો. તેણે પોતાના પ્રધાનાદિ, સુભટોને બોલાવ્યા; અને તેમના આગળ, પોતાની નાખુશી છુપાવી, નીચે પ્રમાણે કહેવા લાગ્યો.

આજે માહારે, આનંદની વધાઇ આવી, માટે માહારા રાજ્ય ભૂવનને શણગારો, બારણે સુવર્ણના તોરણ બાંધો, હાથી ઘોડા, રથ, સુખપાલાદી, સર્વ પ્રકારના વાહનો સજ્જ કરો, આખું લશ્કર સજ્જ થાઓ, નાગ્રીકો સર્વ, પોત પોતાના વાહાનો સજ્જ કરી તૈયાર થાય, એવો હુકમ ફેરવો.

આજે માહારા પરમ પ્રીય, હરિવાહન, લંકાપતી બિભિષણને આમંત્રણ દેવાનું, માહા કઠણ કાર્ય કરી, પાસેના ઉદ્યાનમાં આવી રહ્યા છે. તેમને નગ્ર પ્રવેશ કરાવવા, સામૈયું કરવું છે. માટે જલદી તૈયાર થાઓ.

# પ્રકરણ ૫ મું.



આ પ્રમાણે રાજાનો હુકમ થતાં, તુરતજ સર્વ સૈન્ય સહીત, સાંમતો, પ્રધાન મંડળ, અમીરઉમરાવો, શેઠસાહુકારો, પોતપોતાના વાહનો શણગારી, સજ્જ થઇ, રાજ્ય મેહેલ આગળ આવી ઉભા રહ્યા.

રાજાના હુકમથી, રાજાના સર્વ વાહનો તૈયાર કરી, રાજ્ય મેહેલ સણગાર્યો.

લશ્કરી વાજાં વાગી રહ્યાં છે, ધ્વજા પતાકા ઉડી રહી છે, નિશાનો ફરફરી રહ્યાં છે, ભેર, ભુંગળ, શરણાઈઓ વાગી રહી છે ઠામ ઠામ ગુણીકાઓ નૃત્ય ગાન કરે છે. લોકોના ઠામ ઠામ ટોળાં ભેગા થઇ, લોક હાસ્યવિનોદની વાર્તા, કરી રહ્યા છે. એ પ્રમાણે નગ્રમાં, આનંદ વર્તી રહયો છે. સર્વ; શોક ભુલી ગયાછે. અને ઓચ્છવ મંગળ થઈ રહયો છે.

રાજા પોતાના અતિઉત્તમ, અસ્વ ઉપર આરૂઢ થઇ, સર્વ સૈનીકો, સુભટો, પ્રધાનમંડળ, અમીર ઉમરાવો, અને શેઠ શાહુકારો સહીત, પુર દબદબાથી શેહેર બહાર, જ્યાં હરિવાહને મુકામ કર્યો હતો, ત્યાં આવી પોહોંચ્યા.

રાજા તથા હરિવાહન, એક એકને મળ્યા, અને ભેટયા. રાજાએ પોતાના અસ્વ ઉપર, હરિવાહનને બેસાડયો; અને પોતે પગે ચાલતો, સ્વારીમાં આગળ થયો.

રાજાએ પગે ચાલવા માંડયું, એટલે લશ્કર શિવાય સર્વે એ, પણ પોતાના વાહનો, પોતાના ખાસદારોને સોંપી, પગે ચાલવા લાગ્યા. તે વખતે હરિવાહન રાજા કરતાં વિશેષ શોભવા લાગ્યો.

આ પ્રમાણે હરિવાહનને માન આપી સ્વારી નગ્ર તરફ ચાલી.

નગ્રના નરનારીઓ, હરિવાહનને જોવાને, અધીરા થઈ ગયાં હતાં. બારીએથી, જાળીએથી, અટારીએથી, ગોખથી, અને અગાસીઓ ઉપરથી લોકો, હરિવાહનને નિહાળવા લાગ્યા.

આ વખતનો દેખાવ અદ્દભુત, અને અકથ્ય હતો. સ્વારી ધુમ ધામધૂમથી રાજ્યમેહેલે આવી લાગી. રાજાએ હરિવાહનને વધાવી લીધો. રાજા હરિવાહનનો હાથ પકડી, મેહેલમાં લઇ ગયો.

સણુગારેલા રાજ્યભુવનમાં, દરબાર ભરવામાં આવ્યો, રાજાએ સર્વની યોગ્યતા પ્રમાણે, ઇનામ એકરામ આપ્યાં, જાચકોને દાન આપ્યાં, અને બંધીજનોને, બંધથી મુકત કર્યા.

આખા નગ્રમાં, જયજયકાર શબ્દ શિવાય, બીજું કાંઈ સંભળાતું નહોતું, જ્યાં ત્યાં, હરિવાહનની પ્રશંસા થતી હતી.

કચેરી બરખાસ્ત કરી, રાજા તથા હરિવાહન, બંને જણા એકાંતમાં, ગોષ્ટી કરવા લાગ્યા.

પ્રથમ રાજાએ, હરિવાહનને કુશળતા પુછી; અને પછી દુર્ઘટ કાર્ય, શી રીતે પાર પાડયું, તે વીશે પુછયું. હરિવાહને પોતાના મન સાથે ગોઠવી કહેવા માંડયું.

હરિવાહન—હે માહારાજા ! આપની પાસેથી, લંકેશ બિભિષણને, આમંત્રણ કરવા જવા, આપનાથી છુટા પડયા પછી, હું માહા અઘોર, વિક્રાળ અટવી, ખેદખેડ કરતો, સમુદ્રના કિનારા પર જઇ પહોંચ્યો.

નાખી નજર નહિ પોંહોંચે એવા, સમુદ્રના અથાગ કાળાંદવ જેવાં પાણીપર નજર કરતાં, લંકાદ્વીપે કેમ જવાશે, તેનો વિચાર કરવા લાગ્યો. ત્યાં ઉભો રહી, વિચાર કરૂં છું, એટલામાં એક વિક્રાળ રાક્ષસ ખાંઉંખાંઉ કરતો, આવીને માહારી સામો ઉભો.

રાક્ષસનું વિક્રાળ સ્વરૂપ, અને વિચિત્ર સ્વભાવથી હું બ્હીધો. મેં માહારા મન સાથે વિચાર્યું કે, આ વખત બ્હીવાનો નથી. તેથી હીમત રાખી કરગરીને, તેના કાલાવાલા કરવા લાગ્યો. તેને મોટાઇપદ આપવા માંડયું. મેં તેને કહ્યું હે માહાબળ ! મને

ખાવાથી તું તૃપ્ત થાય, એમાં હું પરોપકાર માનું છું. એ પ્રમાણે બોલી, હું ખડખડ હસી પડયો. હૈયે હોળી અને મોઢે દીવાળી એ પ્રમાણે કર્યું, આથી રાક્ષસ વિચારમાં પડયો.

રાક્ષસ—હે માનવી ! તાહારૂં મૃત્યું નજીક આવ્યા છતાં, તું કેમ હસે છે ? માણસ જાત મોતથી ડરે છે. તને મોતનો ભય નથી ?

હરિવાહન—મને મોતનો જરાપણ ભય નથી. હું તમને તૃપ્તી કરવાથી પરમાર્થ માનું છું. તેથી હું હસું છું. પણ મને એક ડર છે.

રાક્ષસ—મોત કરતાં, બીજો કયો ડર છે ?

હરિવાહન—પ્રતિજ્ઞાભંગનો મને મોહોટો ભય છે. જે માણસ પ્રતિજ્ઞાભંગ થાય, તે પુરૂષનો નર્કમાં પણ સમાવેશ થઈ શકતો નથી.

રાક્ષસ—તાહારી પ્રતિજ્ઞા શી છે? જો તું તાહારી પ્રતિજ્ઞા મને જાહેર કરે તો, તે પુર્ણ કરવા, માહારાથી બનતી મદદ તને આપીશ.

હરિવાહન—હે રાજા! આથી મને દીલાસો આવ્યો, અને એ મને મારશે નહિં, એમ માહારા મનમાં, દ્રઢતા આવી. હું પ્રસન્ન ચીત્તથી કેહેવા લાગ્યો.

હું રત્નપુરીના રાજા, વિશાળાપતીનો સેવક છું. રાજાએ પોતાની એકનીએક, પુત્રીનો વિવાહ મહોત્સવ, રચવા ધાર્યો છે. માહારા રાજાને, લંકેશ બિભિષણ સાથે મીત્રાઇ છે; માટે વિવાહ મહોત્સવમાં, લંકેશ બિભિષણને આમંત્રણ કરવાનો, સવાલ કર્યો. રાજાના સર્વ સામંતોમાંથી, કોઇ તૈયાર થયું નહિં. મેં તે કામ કરવા, રાજા આગળ પ્રતિજ્ઞા કરી છે. તે પ્રતિજ્ઞા પુર્ણ કર્યા વગર, માહારૂં મોત આવશે, તેથી ડરૂં છું; બાકી બીજું મને કાંઇ નથી. માણસ માત્રને એકવાર મરવું છે. તમારા જેવા માહા ભાગ્યવંત પુરૂષ, મને ખાઇને તૃપ્ત થાય, એતો પરમાર્થ છે એમ

હું માનું છું. હવે તમારાથી, જો મને મદદ થતી હોય, તો કરો. તમારા પુછવાથી મેં માહારી પ્રતિજ્ઞા તમારા આગળ કહી. તમે મને મદદ કરવા, તમારૂં વેણુ આપ્યું છે, તમારે તમારૂં વેણુ પાળવું જોઇએ. જો નહિં પાળો તો તમારી મરજી. મને કાંઈ હરકત નથી.

રાક્ષસે એકદમ ચીડવાઇ, આંખો ફેરવી, મોહોટો ઘાંટો કાઢી બોલ્યો:—અલ્યા! તું તુચ્છ માનવી જાત ! આ પ્રતિજ્ઞા પુર્ણ કરવી સેહેલી ધારે છે ? આવો મોહોટો સમુદ્ર તરવો, એ માનવીનું કામ નથી. હમારા જેવા રાક્ષસો પણ, હારી જાય છે, તો તાહારી શી ગણત્રી ?

આ પ્રમાણે રાક્ષસનું બોલવું સાંભળી, માહારૂં મન ભંગ થયું. મેં માહારા મન સાથે વિચાર્યું કે, કામ પાર પાડયા વગર, માહારૂં મૃત્યુ થશે. અને રાજા માહારી વાટ જોશે. મને માહારી દેહનું તો દુઃખજ નહોતું; પણ તમને આપેલા વચનથી ભ્રષ્ટ થવું, એ મને ઘણુંજ ખોટું લાગ્યું; અને તેથી હું તે રાક્ષસ આગળ, રડવા લાગ્યો. મને રડતો જોઈ, રાક્ષસના દીલમાં દયા આવી; અને તેણે મને રડવાનું કારણ પુછયું. મેં રાક્ષસને જવાબ આપ્યો કે, હે માહા ભાગ્ય ! જ્યારે તમારા જેવા, વીર પુરૂષોનો મેળાપ થયો, તોપણ માહારૂં કામ નહિં થાય, તો તમારા જેવો બીજો કોઇ સમર્થ પુરૂષ, માહારા જોવામાં નથી કે, જે માહરૂં કામ કરશે. આ પ્રમાણે મેં તેને મોટો કરી મોટાં મોટાં વિવેશણો આપવા માંડયાં.

તમે માહા પ્રતાપી છો. માહા શુરવીર છો. તમેજ વિજયી છો. મને ખાત્રી છે કે, તમેજ માહારૂં કામ પાર પાડશો; પણ તમે માહારૂં મન જુવો છો. હે માહાનુભાવ ! હું તો તુચ્છ માનવી જાત અબળ છું. આપ તો માહા તેજવંત સબળ પુરૂષ છો. આપના બળનો કોઈ પાર પામ્યું નથી.

આથી રાક્ષસે ફુલાઇ જઇ મને કહ્યુંઃ—હે માનવી ! હું, સમજાું છું, કે મૃત્યુ લોકના માનવી, મતલબી હોય છે, વળી પ્રપંચી પણ હોય છે. પોતાનું કામ પાર પાડવા, અનેક જાતના પ્રપંચ રચે છે. એક તરણાને પણ, તે મેરૂનું રૂપ આપે છે; અને તેની પાસેથી પોતાનું કામ કાઢી લે છે.

તું મને ઉંચો ચઢાવી, તાહારૂં કામ મારી પાસે કરાવવા ધારે છે, તે હું સમજ્યો. તાહારૂં કામ માહારાથી બનશે નહિં. હું લંકેશ બિભિષણનો, સરહદ સાચવનારો સેવક છું, તેનો એવો હુકમ છે કેઃ—કોઇને પણ સમુદ્ર ઓળંગી, અહિં આવવા દેવો નહિં.

તું તો ખાસ રાજા પાસેજ, જવા ઇચ્છા રાખે છે, માટે હું તને ત્યાં કેમ કરી લઇ જઇ શકું ? બીજે ઠેકાણે જવું હોય તો ઠીક છે. જો રાજા પાસે તને લઇ જાઉં, તો ઉલટો માહારાપર ક્રોધ કરે. એ અયોગ્ય કામ, હું કરીશ નહિં.

રાક્ષસના આવાં નમ્ર વાકયો સાંભળી, માહારા મનમાં વિ- શેષ દ્રઢતા આવી. અને બીજી યુક્તિ રચવાની, ઇનતેજારી થઇ, તુરતજ મેં, રાક્ષસ આગળ હાથ જોડી, આજીજી કરી, ફરીથી કહ્યુંઃ—હે સુરપુરૂષ ! જો તમે માહારૂં કહ્યું, સાચું માનતા હો તો, હું તમને એક વાત કહું.

રાક્ષસ—તાહારે જે કાંઇ બોલવું હોય તે બોલ. મને તાહારા ઉપર, ઘણી દયા ઉત્પન્ન થઈ છે. અને હું તાહારે, આધીન થયો છું.

ત્યારે મને વધારે આશા થઇ. મેં તેને કહ્યુંઃ

હે માહા પુરૂષ ! મેં તમને આગળ કહ્યું છે કે, માહારા રાજા વિશાળાપતીને, તમારા રાજા બિભિષણ સાથે, ગાઢ મીત્રાઇ છે. ગાઢ મીત્રાઇ વગર, લંકેશને આમંત્રણ કરવાની, શી જરૂર છે ? અને કોની હીમત ચાલે ?

જો તમે મને, ત્યાં નહિ લઇ જશો તો, હું પાછો જઈશ; પણ જયારે તમારા રાજાને, માહારા રાજાની કુંવરીનો વિવાહ વિત્યા પછી, ખબર પડશે, અને હું આમંત્રણ કરવા આવ્યો છતાં, તમે મને તેમની સમક્ષ નહિં લઇ ગયા, એમ જાણશે, તો, તમે ઠપકાને પાત્ર થશો.

વીવાહની વાત છુપી રહેવાની નથી, હું આમંત્રણને અર્થે આવ્યો હતો, તે પણ તેનાથી, અજાણ્યું રહેશે નહિં. માટે તમે વિચાર કરો. પછી જેવી તમારી મરજી. તમે મોટા છો. હું તો માત્ર તમને ચેતાવું છું. તમારી મરજી પ્રમાણે તમે વર્તવા મુખત્યાર છો. હું તમારી ઇચ્છાને આધીન છું. જેવા તમે બિભિષણના સેવક છો, તેવોજ હું વિશાળાપતીનો સેવક છું. તમારામાં અને માહારામાં વિશેષ ફેર નથી. માત્ર ફેર એટલોજ, કે તમે રાક્ષસ છો, અને હું માનવી જાત છું. જેવા તમારા રાજા, તેવા તમે. અને માહારા રાજા જેવો હું છું.

આ વાત સાંભળતાંજ. તે પોતાના મનમાં જરાવાર, વિચારમાં પડયો, તેણે મને કહ્યું કેઃ—હે માનવી જાત ! ઠીક મારે હવે તને, ત્યાં લઈ જવો પડશે; પણ તું મૃત્યુ લોકનો માનવી છે, આ સમુદ્રના અઘાધ જળ તરવાની, તારી શક્તિ નથી. આ સમુદ્રના અતિ મોહોતા મચ્છ, મગર, વિગેરે જીવોથી તું બ્હીશે, તરતાં થાકી જશે, અને તેથી તાહારૂં મૃત્યું નીપજશે, તો ઉલટું મને, બમણું દુઃખ આવી પડશે. માટે હું તને, એક ઉપાય બતાવું, તે પ્રમાણે કર. તો હું તને ત્યાં લઇ જાઉં.

---

## પ્રકરણ ૬ ઠું.

હરિવાહન—હે ભાઇ ! જે ઉપાય હોય તે મને જલદી બતાવો. હું તે પ્રમાણે કરવા, તૈયાર છું. જલદી કહો. મને વિલંબ થાય છે. લગ્નના દિવસ થોડાજ બાકી રહ્યા છે. માહારે જલદી પાછા જવું છે.

ક્ષુધાતુર રાક્ષસે ખુશી થઇ, અનેક પ્રકારના ચાળા, ચેષ્ટા કરતાં કહ્યું:—હે માનવી! તને લંકાદ્વીપે જવા ઇચ્છા હોય, રાજા બિભિષણને, આમંત્રણ કરવાની, તાહારી પ્રતિજ્ઞા પાળવાની ખુશી હોય તો, હુમણાજ આ જંગલમાંથી, સુકા કાષ્ટ સોધી લાવ. તેની ચિતા કરી, તેમાં પડી બળીમર. એ શિવાય બીજો ઉપાય, લંકાદ્વીપે જવાનો નથી. તું ચીતામાં પડી બળી મરશે, ત્યારે તાહારી રાખની પોટલી બાંધી, હું રાજા બિભિષણ આગળ, લઈ જઇને તને મુકીશ. ત્યાં તને તે અમૃતે સજીવન કરશે. તે વખતે તાહારે જે કાંઇ કેહેવું હોય તે તેને કેહેજે.

રાક્ષસના આ પ્રમાણેના બોલવાપર, પ્રથમ શ્રદ્ધા આવી નહિં, પણ સ્વામિનું કાર્યસાધવા કૃતજ્ઞ સેવક, પોતાનો પ્રાણ પણ અર્પણ કરે. એમ વિચારી પ્રતિજ્ઞાએ બંધાએલો હું, રાક્ષસના વચન ઉપર વિશ્વાસ લાવ્યો. અને જંગલના સુકાં કાષ્ટ વીણી લાવ્યો; કાષ્ટની ચિતા ખડકી, સળગાવી, અને ઇશ્વરનું સ્મરણ કરી તેમાં પડી બળી મુઓ,

તે પછી પેલા રાક્ષસે, માહારા પંજરની રાખનો પોટલો બાંધી, સમુદ્રનું અઘાધ જળ તરી, લંકાદ્વીપે જઇ, રાજા બિભિષણ આગળ તે પોટલો છોડયો, અને તમારા વિશેની સર્વ હકીકત, મારા કહ્યા પ્રમાણે, અક્ષરે અક્ષર, તેને નીવેદન કરી. એ વાત રાક્ષસના કેહેવાથી હું જાણું છું.

માહારી આવી અપાર સ્વામિભકિત જોઇ, રાજા બિભિષણ ઘણો તુષ્ટમાન થયો. તેણે માહારી ખાખ ઉપર સ્વહસ્તે, અમૃતનું સિંચન કર્યું. અને હું પુનઃ સજીવન થયો. તે વખતથી માહારૂં આ દિવ્ય સ્વરૂપ બન્યું; મને જોઈ રાજા બિભિષણ ઘણોજ ખુશી થયો.

રાજા બિભિષણ—હે માનવ દેહ! તાહારે અહિં કેમ આવવું થયું.?

હરિવાહન—હે માહારાજા લંકેશ! રત્નપુરના રાજા વિશાળાપતિએ, પોતાની એકની એક કુવરીનો, વિવાહ મહોત્સવ રચવા ધાર્યો છે; તેમાં આપને આમંત્રણ કરવા આવ્યો છું.

બિભિષણ—હે મનુષ્ય ! તાહારા રાજાને માહારા ઉપર અતિ પ્રેમ છે. માહારાથી ત્યાં આવી શકાય, તેમ નથી, તો પણ હું, લગ્નને દિવસે ત્યાં આવીશ. એટલું તાહારા રાજાને, માહારા પ્રણામ સાથે કેહેજે.

હરિવાહન—મેં રાજા બિભિષણને માહારી સાથે આવવા ઘણું કહ્યું, છતાં તેણે પોતાનોજ, બોલ કાયમ રાખ્યો.

તેણે મને નિશાની રૂપે, પોતાનું ચંદ્રહાસ્ય ખડગ આપ્યું; તે ખડગ આ રહ્યું. એમ કહી તે ખડગ, રાજા આગળ મુકયું; રાજા ખડગ જોઈ, વિસ્મય થયો, અને પતીજ આવી.

પછી રાજા બિભિષણે, પોતાના એક સેવકની કન્યાનું, કન્યા દાન આપ્યું; તે માહારે ઘણી આનાકાનીએ, કબુલ રાખવું પડયું.

કન્યાદાન સમયે, ઘણા કીમતી વસ્ત્રાભૂષણ, હાથી, ઘોડા, રથ, સુખપાલ આદી, અનેક પ્રકારની વસ્તુઓ, મને અર્પણ કરી; પરંતુ તે સર્વ અહિં લાવવું, ઘણુ મુશ્કેલ હોવાથી, તે મેં ગ્રહણ કર્યું નહિ; ત્યારે મને ત્યાંજ રહેવા, અત્યાગ્ર જણાવ્યો. તેણે મને કહ્યું, કે:-અહિં રહી મન માનતી, ૠદ્ધિ, સમૃદ્ધિ, ભોગવો. મનમાનતી યૌવનાઓ સાથે, અમનચમન કરો. એ વાતનો મેં, અનાદર દર્શાવ્યો. માહારા સ્વામિની આજ્ઞાથી હું, આપને આમંત્રણ અર્થે, અહિં આવ્યો છું; તે માહારી રાહા જોતા હશે. માહારાથી અહિ રહેવાય નહિં. એમ કહી અહિં આવવાની રજા માંગી.

પાછા ફરતી વખતે પણ, ફરીથી કરગરીને રાજા બિભિષણને કહયું; ત્યારે તેણે આગળની માફક ઉત્તર આપ્યો. અને કહયું કે, તમે હમારી પુત્રી સાથે, હાલ સીધાવો; એમ કહી વિદ્યાબળે એક ક્ષણમાં, માહારી નવીન પરણેલી સ્ત્રી સાથે, સમુદ્રપાર ઉતારી મુકયો.

સામેપાર ઉભેલા રાક્ષસને, મને રત્નપુરી પોહોંચાડવાનો, હુકુમ કર્યો, તે મને અહિં મુકી ચાલતો થયો.

હે રાજા ! તાહારૂં આવું, દુષ્કર કામ કરવામાં, આ પ્રમાણે માહારે સંકટ, સહન કરવાં પડયાં છે. હું એ સંકટને, સંકટ માનતો નથી. પણ સ્વામિ સેવામાં, મોહોટું પુન્ય માનું છું.

હરિવાહને આ પ્રમાણે, રાજાને બનાવટી વાત, ખરેખરી ઠસાવી. રાજાએ પણ તે વાત, સાચી માની; કારણ યુકિત ખરેખરી રચી હતી, તેની સાથે ખડગ મુકયું, એટલે ખાત્રી થયા વગર રહેજ નહિં. ખડગ ખરેખરૂં, અદભુત અને દિવ્ય હતું, અને તે બિભિષણનુંજ હતું. તે કાંઇ બનાવટી નહોતું.
રાજા હરિવાહનની વાત સાંભળી, વીસ્મય થયો; અને તેની પ્રશંસા કવા લાગ્યો. તેણે તેને ધન્યવાદ આપી કહ્યું કે, તાહારા વગર; માહારૂં આવું દુષ્કર કાર્ય કરવા, કોઈ સમર્થ નહોતું.

હરિવાહનની આ વાત, આખા શેહેરમાં ફેલાઇ. સર્વ લોકો તેની પ્રશંષા કરવા લાગ્યા.

કપટના કોઠાર રૂપ પ્રીયંગુ પ્રધાનને, આ વાતમાં અંદેશો રહ્યો. તેણે પોતાના મનમાં, અટકળ કરી કે, આ ખડગ તથા કન્યા કોઈ સાથે, કપટ કરીને લાવ્યો છે. એ કાંઇ લંકાધિપતી પાસે ગયો નથી. આ સર્વ હકીકત ખરી માનવા લાયક, તેને લાગી નહિં. રાજા વિશાળાપતીને, સોળેસોળ આના, ખાત્રી થઇ હતી. તે તેને વારંવાર ધન્યવાદ આપતો. અને તેના ઉપર પડેલી, વિપત્તિનો ખેદ ધરતો હતો. તાહારી સ્વામી ભક્તિ, અપાર અકથ્ય છે. તેં દૂર દેશાંતર જઇ, સ્વામિ સેવા બજાવી, તેને માટે હું તાહારો ઓશીંકળ છું. એ પ્રમાણે બધા દરબારીઓ, સમક્ષ હરિવાહનને વારંવાર કહેતો.

હરિવાહન રાજાને કહેતો, કે હે રાજા ! હું તમારો સેવક છું. મે કાંઇ અધિક કર્યું નથી. સ્વામિના હુકમ પ્રમાણે, સેવકે સ્વામિનું કાર્ય કરવું, એ સેવકનો ધર્મ છે. જે સેવકો સ્વામિની રોજી ખાતા છતાં, તેનું કાર્ય કરતા નથી, તે માહા પાતકી ગણાય છે; અને આ લોક અને પર લોકમાં નિંદાય છે.

કહ્યું છે કેઃ—

**कोतिभार समर्थानां, किं दूरं व्यवसायिनां ।**
**को विदेशाः सुविद्यानां, कः परः प्रियवादिनां॥**

અર્થઃ–હે રાજા ! સમર્થ પુરુષને, અતિ ભાર શું ? વ્યવસાયી પુરૂષને, અતિ દૂર શું ? સુવિદ્યવંતને વિદેશ કયો. અને પ્રિય વચનીનો દુશ્મન કોણ ? કોઇજ નહિં. તેને સર્વ સ્થળે સરખુંજ છે.

આ સર્વ આપના પ્રતાપથીજ છે. એમાં આ સેવકનું કાંઇજ નથી. આ પ્રમાણે વાત થયા પછી, તે પોતાને ઘેર રાજાની રજા લઇને ગયો.

આથી અદેખા પ્રધાન પ્રીયંગુનો ઇર્ષાગ્નિપુનઃ પ્રજવલીત થયો. રાજકચેરીમાં, હરિવાહનું અધિકાધિકમાન, અને પ્રજામાં તેની ખ્યાતીથી, તેનું અદેખું હૃદય, વધારે ચિંતાતુર થયું. હરિ-વાહનનું માન ઉતારવા, તે વારંવાર વિચાર દોડાવ્યા કરતો હતો. રાત દિવસ તેને નિંદ્રા, આવતી નહોતી. તેનું મગજ હરવખત, વિચારશીલજ રેહેતું. રાજાનું અધિક માન હોવાથી, તેનું જોર ચાલતું નહિ.

છેવટે એક દિવસ, તેણે ફરતા ફરતી, દરેક દરબારીઓએ, રાજા સહીત, આખા દરબારને, મીજબાની આપવાનું ઠરાવ્યું. પોતે પ્રથમ આમંત્રણ કર્યું. એમ એક પછી એક, દરેક દરબારીઓએ મીજબાની આપી. હરિવાહનને માટે છેલ્લો દિવસ રાખવામાં આવ્યો.

જ્યારે હરિવાહનનો વારો આવ્યો ત્યારે, હરિવાહનને પણ આમંત્રણ કરવાની જરૂર પડી. તેણે પણ આખા દરબાર સહીત, રાજાને આમંત્રણ કર્યું. તે જાણતો હતો કે આથી માહારી સુજ્ઞ પ્રીયાઓના શીલ રૂપ સુવર્ણને તપાવવાની નવી ભઠ્ઠી સળગવાની છે. આ યુકિત, અદેખા પ્રધાને એટલા માટેજ રચી છે, એમ તે જાણતો હતો પણ નાઇલાજ હતો.

હરિવાહન રાજાને દરબાર સહીત આમંત્રણ કરી, પોતાને ઘેર આવી, અફસોસ થઇ બેઠો. તે સ્વગત બોલવા લાગ્યો કે પ્રીયંગુ પાછળ પડયો છે. રાજા કાચા કાનનો છે. માટે આટલું કર્યા છતાં પણ માહારી પ્રીયાઓનું સ્વરૂપ જોઈ, રાજા પુનઃકામાંધ બનશે, અને પ્રીયુંગુ પોતાની યુક્તિમાં ફાવી જશે. એવામાં કમળકળા, તથા કુસુમકળા, હરિવાહન કચેરીમાંથી આવી પોતાને નહિં મળ્યા, તેથી, તેનું કારણ જાણવા, તેની પાસે આવી. તેમણે હસતે વદને પુછયું, હે સ્વામિનાથ! આજ આપ ઉદાસ કેમ દેખાઓછો ? આપનું વદન કમળ, કેમ કરમાયું છે ? હમારી સાથે, હાસ્યવિનોદની વાર્તા લાપ, કેમ કરતા નથી ? આપ દીંગમુઢ કેમ થયા છો ? આપને કાંઈ દુઃખ પ્રાપ્ત થયું છે ? કાંઈ વિકટસંકટ આવી પડયું છે ? જે હોય તે હમને કહો. હમારાથી બનતો પ્રયત્ન હમે કરીશું, અને આપને સુખ પ્રાપ્ત કારાવીશું.

હરિવાહને કરમાયલે વદને, જવાબ આપ્યોઃ–હે પ્રીયા ! મને કાંઇ થયું નથી; કાંઇ સંકટ નથી, પણ આવતી કાલે રાજા, વિશાળાપતીને બધા દરબારીઓ સહીત, આપણે ત્યાં ભોજનાર્થે, આવવાનો વારો છે. મેં તેમને આમંત્રણ કર્યું છે, ત્યારનું માહારા મનમાં, સલ્ય પેઠું છે, કે કાંઇ ને કાંઇ પણ, વિઘ્ન નડશે. પ્રીયંગુ વિઘ્ન કરવાની યોજનામાં, મચી રહયો છે. તેનો વિચાર કરૂંછું. કહો એમાં તમારૂં શું ચાલશે ? માહારૂં કાટલું કાઢી, તમારા શીલ રત્નનું ખડન કરવા, વારંવાર આવા પ્રપંચો રચાય છે.

કમળકળા તથા કુસુમકળા, હાથ જોડી તેની સનમુખ ઉભી રહી, પ્રસન્ન વદને કેહેવા લાગી, હે પ્રાણેશ ! આપ જરાપણ ચિંતા ધરશો નહિં. જે કાળે જે બનવાનું હશે, તે બનશે. થનાર વાત, મિથ્યા થતી નથી. ભલેને, તે હજારો હજાર યુક્તી રચે, પણ હમો હમારા શીલને, ડાઘ પણ લાગવા દઇશું નહિ. હવે હમે બેજણુ છીએ. એનું કાંઇ ફાવશે નહિં.

હમો હમારા પ્રાણાંતે પણ શીયળ ચુકીશું નહિં. કહ્યું છે કેઃ-

पादपा इव शुष्यंति, स्मराग्नि ज्वालिता अपिः ।
शिलंमानं नमुंचंति, सदाचाराः कुलांगनाः ॥

અર્થઃ—સ્મરાગ્નિએ દહન કર્યા છતાં, વૃક્ષની માફક સુકાય છે; પરંતુ સદાચારને સેવવાળી, કુલાંગનાઓ, શીલનો ત્યાગ કરતી નથી.

હે પ્રાણેશ । એ વિષે આપ નિશ્ચીંત રહો. આપના ઉપર આવતા સંકટનો, હમને માહા સંતાપ છે. આપ સંતાપ છોડો. જેવો વખત તેવી વાત; પાસા તેવા દાવ. જે બનવા કાળ હશે તે બનશે. ભાવીભાવ બળવાન છે. મીથ્યા શોક કરવાથી, આવી પડેલું ઉપર ઉપર જવાનું નથી. આ પ્રમાણે બંને સ્ત્રીઓ પોતાના સ્વામિને સંતોષ આપી હાસ્યવિનોદની વાર્તામાં ગુંથાઇ.



## પ્રકરણ ૭ મુ.



બીજે દિવસે રાજાને સારૂં, વિવીધ જાતનો પાક બનાવ્યો. રાજા બધા દરબારીઓ સાથે, ભોજનાર્થે પધાર્યા.

હરિવાહને રાજાને આદરસતકાર કરી, પોતાના સણગારેલા ભૂવનમાં, જેમ કોઇ દેવની પધરામણી, ગૃહસ્થ સેવક કરે, તેમ રાજાની પધરામણી કરી.

દાસ દાસીઓએ, ભોજનશાળામાં, ચાંદીના પાટલા ઉપર, સુવર્ણના થાળ ગોઠવ્યા. પાસે રત્ન જડીત લોટા, પવાલાં મુકયા; અને જમવા પધારવાની સુચના કરી,

હરિવાહન તથા રાજા, સર્વ માંડળીકો સાથે તુરતજ ભોજન ગ્રહમાં પ્રવેશ્યા. સર્વ યોગ્યાસને બેઠા.

કમળકળા તથા કુસુમકળા, સુંદર વસ્ત્રાભૂષણ ધારણ કરી, આકાશની વિદ્યુતની માફક, ઝણઝણાટ કરતી, સુનેરી રૂપેરી વરખ

ચોંટાડેલા પકવાન, રત્નજડીત સુવર્ણ થાળમાં, ભરી પીરસવાને નીકળી પડી.

ચંપકવર્ણી ચતુર ચપળાઓના, સુંદર ગાત્ર નીહાળી, અને તેમની મધુરી, અમૃતસમ વાણી સાંભળી, રાજાતો એકદમ ચકીત થયો, અને ચીત્રવત બની ગયો. ભોજનમાંથી તેનું ચીત ઉઠી ગયું. દેહમાં જ્વાળા ઉત્પન્ન થઇ.

રાજા વિશાળાપતીમાં, પુનઃ વિષસમ કામભુત ભરાયું. તેનો ઠંડો પડેલો કામાગ્નિ, ફરીથી જાગ્રત થયો.

લાગ આવ્યો જાણી, અદેખા પ્રીયંગુ આમાત્યે, ફરી જાગ્રત થયેલા અગ્નિમાં, પોતાનું અદેખાઇરૂપ ઘૃત હોમ્યું; અને રાજાના કામાગ્નિને સતેજ કર્યો, એટલે તત્તકાળ ભભુકો થયો.

વિષયી રાજા વિશાળાપતીને, કમળકળા, તથા કુસુમકળાની આકાંક્ષા વધી, માટે હરિવાહનનું કાટલું કાઢી, તેમને મેળવવા, અદેખા પ્રધાન પ્રીયંગુને, યુક્તી રચવા કહ્યું. આ સર્વ વાતચીત સંજ્ઞારૂપે, રાજાએ ભોજન કરતાં કહી હતી.

તેઓ ભોજન કરી, પાછા ફરતી વખતે રાજા, તથા અદેખો પ્રધાન, માર્ગમાં આ પ્રમાણે વાતો કરતા ચાલ્યા.

રાજા—હે પ્રીય મિત્ર ! પ્રીયંગુ ગમે તેમ કરીને, હરિવાહનું સલ્ય કાઢવું જોઇએ; જેથી હું સુખેથી, બેઉ સ્ત્રીઓનો ભોગ ભોગવું.

પ્રીયંગુ—હે માહારાજા ! આપના કહેવા પેહેલાંથીજ મને એ વિચાર થયો હતો; અને તેજ તજવીજમાં, હું રાત દિવશ, રોકાયેલો છુ. મને એને વાસ્તે સું યોજના રચવી, તે સુજ પડતી નથી.

રાજા—ગમે તે જાતનો પ્રપંચ ગોઠવ, તું એ કામમાં ઠીક છે. મને તાહારૂં બુદ્ધિબળ, ઘણું ચઢીઆતું દેખાય છે.

આ પ્રમાણે વાત થયા પછી, તેઓ છુટા પડયા.

રાજા પોતાના રાજ્યભુવનમાં દાખલ થયો. તેના દાસોએ તેની આશનાવાસના કરી, પણ તે તેને નકામી લાગી, તેની રાણીઓએ તેની પાસે આવી, પ્રેમાલાપની વાતો કરવા માંડી, તે સર્વ

તેને ઝેર સમાન લાગ્યું. તેને પરસ્ત્રી રૂપી અગ્નિનો દાહ, ઉત્પન્ન થયો હતો. તે અગ્નિ શાંત પાડવા, કોઇ સમર્થ નહોતું. તેના હૈયામાં હોળી, ધીખી રહી હતી; અને તે હોળીનો કામાગ્નિ, પ્રીયંગુ પ્રધાને, પ્રજવલીત કર્યો હતો. હે વાંચક વર્ગ! તમે વિચાર કરો કે, સદાચાર રૂપી વૃક્ષને, સુયશ રૂપી વળગેલાં ફૂલને. આ કામાગ્નિ રૂપી દીપ્ત જવાળા, કેમ દહન કરી શકે નહિં. ?

આ અગ્નિથી, રાજાનું રૂધીર, પુરેપુરૂ ઉકળી ગયું. એ લોહી શરીરની રગેરગ પ્રસરી ગયું, તેથી તેનું શરીર, ધગધગવા લાગ્યું. તેને કામજ્વર પેદા થયો. તે કામજ્વરને શાંત પાડવા, વૈદ રૂપ અદેખા પ્રધાન, પ્રીયંગુને તેડાવ્યો.

અદેખાઇના ખોળીઆ રૂપ, પ્રીયંગુ પ્રધાને, વખત વિચારી પોતાના પ્રતિસ્પર્ધિ, હરીવાહનનું કાટલુ કાઢવાનો લાગ સાધ્યો. તે રાજા આગળ આવી, હાથ જોડી ઉભો રહયો.

રાજા—હે પ્રધાન! માહારો દાહ મટાડવાનો ઉપાય, તાહારા જાણવામાં હોયતો બતાવ.

પ્રધાન—હે મહારાજ! આપનો કામદાહ મટાડવાનો, એકજ ઉપાય છે. તે હરિવાહન પાસે છે.

રાજા—હરિવાહન કયાંથી લાવ્યો છે?

પ્રધાન—કમળકળા, તથા કુસુમકળા, એ બે ઔષધી, હરિ-વાહન પાસે છે. તેના વગર આપનો કામદાહ શાંત થાય એમ નથી. એ ઔષધી અલૌકીક છે. એ ઔષધી દ્રષ્ટી ગોચર, થવાથી ઇંદ્ર સરખાને પણ, પરીતાપ ઉત્તપન્ન કરવા, સમર્થ છે, તો તેના સ્પર્શ માત્રથી, માહાવિષકારી કામજ્વરનું, નિવારણ કેમ નહિં થાય?

વળી એ ઔષધી, સદાકાળ પાસે રાખવા યોગ્ય છે. પુજ્ય છે. મનોવિકાર શાંત કરે છે. મન તથા હૃદયને, આનંદકારી છે. નેત્રને ઠારનારી છે. વિશ્વઋદ્ધિ વિસ્તારનારી છે. મન માન્યા સુ-ખને આપનારી છે. માટે હે નરાધીશ! એ ઉત્તમ માંગલ્યકારી, ઔષધીનું, જલદીથી ગ્રહણ કરો.

રાજા—હે પ્રધાન, તાહારૂં કેહેવું સત્ય છે, પણ તે કેવી રીતે મેળવવી. તેનો ઉપાય બતાવ. માહારા જેવા, કમનસીબને, કયાંથી મળે. એ ઔષધી દુર્લભ્ય છે. હરિવાહન માહાપ્રતાપી છે. માહારો હીતકારી છે. હમાનાં કોઇથી નહિં, થાય, એવાં દુષ્કર કામ, તે કરે છે. માહારાથી એ પ્રમાણે થાય, એ વાજબી નથી; પણ મને તે અવસ્ય જોઇએ, માટે તાહારી સાહાયતા વગર, મળી શકે તેમ નથી.

પ્રધાન—જો તમે વિચાર કરશો કે, માહારો પ્રીય છે, શ્રેય સ્કર છે, ત્યારે તો માહારી પાસે, કાંઇજ ઈલાજ નથી; કે જે આપના ચઢેલા કામજ્વરનું, સમન કરે.

રાજા—હું સમજવા છતાં, મોહાંધ બન્યો છું. મને તેની ખાસ જરૂર છે.

પ્રધાન—ત્યારેજ એની ખરી જરૂર છે. એ વગર આપનો દાહ શાંત પડવા સંભવ નથી.

રાજા—અણઘટતું છે, છતાં મળવું પણ મુસ્કેલ છે.

પ્રધાન—રાજાઓને એ વિચાર નકામા છે. સત્તા આગળ શાણુપણ ચાલતું નથી. રાજાઓ કોઇના મીત્ર હોતા નથી, રાજા ઓ જો તમારા જેવા, વિચાર કરે તો, પોતાના વડીલોથી મળેલો દેશ, સાચવીનેજ બેસી રહે, પણ રાજ્યના લોભથી, બીજા દેશના રાજાઓ ઉપર, ચઢાઇ કરે નહિ. લશ્કર લઈ ચઢાઇ કરવામાં હજારો જાનની ખુવારી થાય છે, તે પણ ખોટુંજ છે.

રાજા—એતો રાજ્યની બાબત છે. એમાં કાંઈ આપણા હીતકરનો દ્રોહ થતો નથી.

પ્રધાન—હે મહારાજા ! આપ તો હીતકરની, વાત કરો છો, પણ રાજ્યને માટે ઇતીહાસોમાં, એવા બનાવો વર્ણવ્યા છે કે, જેનો કાંઇ પારજ નથી. રાજ્યને માટે પુત્ર પિતાને મારે છે. નાહાનો ભાઈ મોહોટા ભાઇને મારે છે. અપર માતા શોકય પુત્રને મારે છે. અપર માતા મારે છે, એટલુંજ નહિ, પણ તેના કેહેવાથી, પુજ્ય પીતા પોતાના પાટવીની પણ, ઘાત કરે છે, વનવાસ કાઢે છે. શું તેઓ

હીતકર નથી ? પુત્રને પીતા હીતકર ઓછો છે ? કનીષ્ટ બંધુને, વડીલ બંધુ ઓછો હીતકર છે ? છતાં પીતાને, પુત્ર કરતાં બીજું કાંઈજ નથી, તો તે કરતાં વધુ હીતકર શું ? એ પ્રમાણે વાત કરવામાં સાર નથી. એથી આપની મુરાદ બર આવે એમ નથી. આપને લોટ પણ ખાવો છે, અને ભસવું છે; તો બે વાત એકી વખતે, કદી બનસે નહિં, રાજા કોઇના થયા નથી, અને થશે નહિ.

રાજા—તાહારૂં કેહેવું મને અતિશય પ્રીય લાગે છે. માહારો અંદેશો દૂર થયો. તાહારાથી જે ઉપાય બને તે કર. હવે માહારો અંદેશો દૂર થયો છે.

પ્રધાન—હે રાજા ! એમાં યુકિત શું શોધવી છે. ? તમે તેને જે કામ બતાવશો, તે કામ કરવા, તે તૈયાર થશે. તે કદી પણ ના કહેશે નહિં. આપણે તેને એવું કામ સોંપીએ, કે જેમાં તેનો પ્રાણ જાય. પછી તમને કાંઇ વાંધો નડશેજ નહિં.

રાજા—હા ! ખરે, એ વાત બરોબર છે. શું કામ સોંપવું ?

પ્રધાન—આપને આપની પુત્રીનો વિવાહ ઓત્સવ રચવો છે. તેમાં યમ રાજાને, આમંત્રણ કરવાનું, કામ સોંપવું એ કામ. વળી બીજું કામ શું સોધવાનું છે ? એને સોંપેલું કામ કરવા, ના કહેશે નહિં. એવી ખાત્રી છે, માટે એને એ કામ સોપવું. યમરાજાને ત્યાં કોઇ જઇ શકતું નથી, અને ત્યાં ગયેલું માણસ કોઇ પાછું, આવી શકતું નથી.

આપને આપની કુંવરીનો, વિવાહ મહોત્સવ રચવો છે, એમાં કાંઇ ખોટું નથી, માટે આપણે એને ખોટું બોલી, પ્રપંચ રચીએ છીએ, એમ એને લાગશે નહિં. અને આપાણું ધાર્યું પાર પડશે.

આપે જેવી રીતે લંકેશનો પ્રપંચ રચ્યો હતો, તેવોજ પ્રપંચ યમરાજાને આમંત્રણનો રચવો. એ ત્યાં જાય એટલે એની બંન્ને સ્ત્રીઓ આપનીજ છે.

ઉપર પ્રમાણે પ્રપંચ જાળ, ગોઠવ્યા પછી, રાજા તથા કપટી પ્રધાન છુટા પડયા.

મદનજ્વરથી પરીતાપ પામેલા, મૂર્ખ રાજાને, દુષ્ટ દૂર્ગતિઆ પ્રધાનની, સલાહ પસંદ પડી. તેણે તુરત પોતાના પરિચારકને બોલાવી, આજ્ઞા કરી કે, હરીવાહનને હમણા બોલાવી લાવ.

પરિચાક—જેવી માહારાજની આજ્ઞા. એમ કહી તે હરિવાહનના, ઘર તરફ ચાલતો થયો.

પરિચારકે ત્યાં જઇ, હરિવાહનને રાજાએ બોલાવ્યાના સમાચાર કહ્યા. તેણે કહ્યું:-કામ જરૂરનું છે, માટે સીઘ્ર પધારો.

હરિવાહન—હે પરિચારક! હું હમણાજ આવું છું; પણ રાજા કયાં છે?

પરિચારક—માહારાજા ખાનગી દિવાન ખાનામાં છે.

હરિવાહન—ત્યાં કોઇ બીજું માણસ છે?

પરિચારક—ના સાહેબ! ત્યાં રાજાજી શિવાય, બીજુ કોઈ નથી. પણ થોડીવાર આગળ, પ્રધાનજી પ્રીયંગુ હતા.

હરિવાહન તુરતજ પરિચારક સાથે, તૈયાર થઇ દરબારમાં ગયો: અને રાજા આગળ હાથ જોડી ઉભો રહી, બોલાવવાનું કારણ પુછ્યું.

રાજાએ ધીમી પણ મધુરી વાણીથી બોલી, પોતાની પાસે બેસાડયો. અને તેના ગુણની પ્રશંષા કરવા લાગ્યો.

હરિવાહન–હે માહારાજ! આપ વારંવાર, માહારા વખાણ માહારી આગળ કરોછો, તે ઠીક નથી. ગુણીજનના ગુણની પ્રસંસા, તો તેની પાછળ થાય, તે ખરી. મોઢે તો મતલબી પુરૂષ વખાણ કરે.

આપને મહારૂં શું કામ છે? તે આપ કહો, એટલે આ દાસ, આપનું કાર્ય પુર્ણ બજાવશે.

હુરીવાહને આ પ્રમાણે વચન ઉચ્ચાર્યાં, તેથી રાજાએ ખુશી થઇ, તેને કહ્યું કે, આપ માહારા ખરા મિત્ર છો, આપના વગર, માહારા આખા રાજ્યમાં, માહારૂં કાર્ય કરવા કોઇ સમર્થ નથી.

લંકેશબિભિષણને, આમંત્રણ કરી વિજય મેળવી આવ્યા, તેવુંજ આ પણ કામ છે; મને ખાત્રી છે કે, આ કાર્ય પણ તમારા થીજ થશે. તમે માહારા હેતેસ્વિ છો, એટલે ના પણ કહેશો નહિ.

રાજાએ હસતે વદને કહ્યું; હે હરિવાહન ! માહારૂં શરીર હવે બરોબર રહેતું નથી. કુંવરીનો વિવાહ, હવે જેમ જલદી થાય, તેમ કરવું છે. ક્ષણભંગુર દેહનો ભરોશો નથી. વિવાહમાં પધારવા, યમરાજાને આમંત્રણ કરી આવો, એટલે આપણે મંડપ રચાવવાની, તૈયારી કરીએ. હવે આ છેલ્લુંજ કાર્ય છે, હવે આવો બીજો પ્રસંગ આવશે નહિં. આપ જલદી જઇ, કામ પાર ઉતારો. હું આપનો ઓશીંકળ છું, અને આ કામ કરવાથી, એથી પણ વિશેષ થઇશ.

આ વાત સાંભળતાંજ હરિવાહનને, રોમ રોમ ક્રોધ પેદા થયો; પણ કાંઇ બોલ્યો નહિં. તેણે પોતાનો ક્રોધ સમાવી, જવાબ આપ્યો આપની આજ્ઞા પ્રમાણે વર્તીશ. એમ કહી પોતાને ઘેર ગયો.

રાજા સાથે થયેલી બધી વાતનો સાર, હરિવાહને પોતાની બન્ને સ્રીઓ આગળ કહયો.

તે બન્ને ચતુરાઓ, દુષ્ટ રાજાનો સંકલ્પ, તુરતજ સમજી ગઇ. તેમણે પોતાના મનમાં ધીરજ રાખી, હરિવાહનને દીલાસો આપી કહ્યું:—હે સ્વામિ ! આપ નિશંક રહો. આપનું પુન્ય અને સ્વામિભકિતના પ્રભાવે, આપનું કાર્ય પુર્ણ રીતે, સફળ નીવડશે. આપ હમારા તરફની, લેશ માત્ર ચિંતા રાખશો નહિ. હમારા શિલવૃતનો પ્રભાવ, હમારી તથા આપની વાહરે ચઢશે. તેણે કહ્યું:—

ભુજંગી છંદ.

ગ્રહે સજ્જનો સાર શોધી બધેથી,<br>
વળી દુર્જનો છીદ્ર શોધે ખુશીથી;<br>
રૂડા હંસ લે દુધનો સાર કહાડી,<br>
ભુંડા કાગડા ચાંદુ શોધે અનાડી.

એ પ્રમાણે એ ભુંડા કાગડા જેવા છે. માટે એનો ભય ગણવાનો નથી. એ એની મેળેજ પસ્તાશે. આપે ફીકર રાખવી નહિ.

હરિવાહને પોતાના સાહયક, સમુદ્રાધિષ્ટીત દેવનું, સ્મરણ કર્યું. સ્મર્ણ કરતાં તુરતજ આવીને હાજર, થયો. તેના આગળ હરિવાહને, રાજા સાથે બનેલી, સર્વ હકીકત કહી. દેવતાએ તેને કહ્યું:—હવે પાપીનો અંત આવ્યો છે, માટે તાહારે જરાપણ અંદેશો રાખવો નહિં, અને બ્હીવું નહિં.

દેવે યુકિત બતાવી કે, તાહારે રાજાને હમણાંજ, કેહેવરાવવું કે, કાલે સવારમાં આમંત્રણઅર્થે, યમ લોકમાં જનાર છું. માટે પ્રાતઃકાળમાં, ચિતા સળગાવી તૈયાર રાખવી. કારણ કે આ માનસીક દેહથી, ત્યાં જવાશે નહિં; તેથી એ દેહનો ત્યાગ કરવા, બળી મરવું પડશે. તું સર્વના દેખતાં, અગ્નિમાં ઝંપાપાત કરશે. તે વખતે હું તને તુરતજ ત્યાંથી ઉપાડી, તાહારા ઘરમાં મુકીશ. એમ કહી વિદાય થયો.

હરિવાહને તુરતજ, દેવતાના કહ્યા પ્રમાણે રાજાને કેહેવરાવ્યું.

આ પ્રમાણેની કેહેણ સાંભળતાંજ, રાજા ખુશી થયો. તેણે પોતાનાં મનમાં ધાર્યું કે, એ પોતાની ખુશીથી, બળી મરે છે. એમાં મને કાંઇ દોષ નથી. અને જનમાગનું સાલ જશે.

રાજાએ દુષ્ટબુદ્ધિ પ્રધાનને બોલાવી, સર્વ હકીકત કહી; અને ચિતા સળગાવી તૈયાર રાખવાનો હુકમ ફરમાવ્યો.

આ વાત આખા નગ્રમાં ચર્ચાઇ. લોકો જોવા જવાનો વિચાર કરવા લાગ્યા.



## પ્રકરણ ૮



પ્રાતઃકાળ આગળથીજ, અગ્નિ સળગાવી ચિતા, તૈયાર કરી રાખવામાં આવી હતી. રાજા, પ્રધાન વીગેરે સર્વ મંડળ ત્યાં હાજર થયાં. પ્રજા વર્ગના ટોળેટોળા ત્યાં જોવાને આવ્યાં હતાં.

હરિવાહન પણ નાહી, સંધ્યા કર્મથી એક ચિત્ત થઈ, ત્યાં આવી ઉભો રહ્યો. તેણે પોતાના સાહ્યક દેવતાના આશ્રયથી, રાજા, પ્રધાન, તથા સર્વ નાગ્રીકોની સમક્ષ, કાળરૂપ વિક્રાળ વન્હીમાં પ્રવેશ કર્યો. દેવતાએ તેને તુરત ઉપાડી લીધો. એ વાત કોઇના જાણુવામાં આવી નહી. તેઓની સમક્ષ તેની ખાખ થઇ ગઇ. એમ તેમને લાગ્યું.

નગ્રવાસીઓએ આ બનાવ જોઇ, હરિવાહન જેવા સુજ્ઞ પ્રધાનનું મૃત્યુ જાણી, હાહાકાર, કરી છાતીફાટ રડવું શરૂ કર્યું. આ પ્રસંગે એવો કોઇ દુષ્ટ હશે નહિં, કે જેને રડવું આવ્યા વગર રહે. સર્વેએ એકે અવાજે રડવું જારી રાખ્યું.

સર્વ નગ્રજનો એકે સ્વરે, રાજા વિશાળાપતી, તથા કપટી પ્રધાન પ્રીયંગુને, નિંદવા લાગ્યા. અરેરે ! હે પ્રભુ ! હરિવાહન જેવા પ્રતાપી પુરૂષને, તેમણે કપટ કરી માર્યો. બહુજ ખોટું થયું. આ રાજા જેવો, અધર્મી રાજા, બીજો કોઈજ હશે નહિં. આ રાજાના રાજમાં વસવું, બીલકુલ સારૂં નથી. એ રાજા નાકદરો છે. એની સેવા બજાવનારને પણ, એ ગણુતો નથી.

લંકાદ્વીપે જઇ, લંકાપતી બિભિષણુને, મર્ણાંતે પણ આમંત્રણ કરી આવ્યો, તેનીએ રાજાએ જરાપણ કદર જાણી નહિં. રાજા માહા દુષ્ટ છે. પ્રધાન તેના કરતાં વધારે દ્વેશી છે. જ્યાં રાજા તથા પ્રધાન, બન્ને સારા નહિં હોય, તેના રાજ્યમાં રેહવું નહિં. એ પ્રમાણે વાત કરવા લાગ્યા. ઘણાઓ તો નગ્ર છોડવા તૈયાર થયા.

ઘણા લોકો માંહો માંહે, એવી વાત કરતા હતા કે, રાજા વિષયી છે, અને હરિવાહનની કમળકળા નામની રાણી, અતિ રૂપવંત છે; રાજા તેના ઉપર મોહાશક્ત થયો છે. તેને પોતાની પટરાણી કરવાના વિચારથી, હરિવાહન જેવા સુજ્ઞ પુરૂષનો ઘાત કર્યો.

આમંત્રણ કરવાનું બહાનું છે. આગળ લંકાદ્વીપે પણ, મારવા માટેજ મોકલ્યો હતો; ત્યાંથી એ પ્રતાપી પુરૂષ, લાભ મેળવીને આવ્યો. અહો ! એના પુન્યનો શો પાર ? લંકાદ્વીપેથી પણ રાજા, બિભિષણની કન્યા પરણ્યો. મરણને બદલે કન્યાનો લાભ ! એ શું, ઓછા પુન્યનો પ્રભાવ ?

આપણા દુષ્ટ, કામાંધ રાજાથી, અને અદેખા પ્રધાનથી, તે દેખી ખમાયું નહિં. બે રાણીઓ જોઇ બેવડો કામાંધ બન્યો. દુષ્ટ પ્રધાન, અને કામી રાજાને, તેનું કાશળ કાઢવાની, માઠી મતી ઉપજી; તેથી આજે, એ બીચારા હરિવાહનને, બાળી ખાખ કરી ખુશી થતા, પોતાની નેમ પાર પાડી ખુશી થતા, પોતાને અવાસે ચલ્યા.

જુઓ તેમના દીલમાં, જરાએ દયાનો ભાગ છે ? તેઓ કેવા દુષ્ટ છે ? તેઓ હરખાતા જાય છે. શું તેઓ પોતાની મુરાદ બર લાવી શકશે ? નહિંજ ઉલટા ઝાંખા પડશે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

सौम्यत्वमिह सिहानां, पन्नगानामिव क्षमा ।
विषयेषु प्रवृत्तानां वैराग्य खलुहुर्वयम् ॥

સીંહને સૌમ્યતા, સર્પોને ક્ષમા, વિષયમાં પવર્તેલાને દયા, (વૈરાગ્ય) પ્રાપ્ત થવી મુશ્કેલ છે. માટે એ દુષ્ટ તે દુષ્ટજ. એમાં આપણો કાંઈ ઉપાય નથી. એનો બદલો પરમાત્મા, એને આપશે. એમ કહી સર્વ નગ્રજનોએ પોતપોતાના ઘર તરફનો રસ્તો લીધો.

ઘણાક લોકો કેહેતા હતા કે કામી પુરૂષને પોતાની, માતા બેહેન અગર પુત્રીનું પણ ભાન હોતું નથી; તેવો આપણો રાજા છે, કારણ પોતાના સેવકની સ્ત્રી, તે પોતાની પુત્રી સમાન ગણવી, એવો ન્યાયી રાજાઓનો નિયમ છે. પણ એ નિયમ આપણા કામીરાજા વિશાળાપતીને સારૂ નથી. એ તો પુરેપુરો કામી છે. કામઘેલો થયો છે.

હે પરમકૃપાળુ પ્રભુ ! હમારી પ્રાર્થના કબુલ કરી, હમારા સુજ્ઞ પ્રધાન હરિવાહનની, વાહરે ચઢજે. હમને હવે સીંહ સમાન બળી, વિષ્નુ સમાન ગુણવાન, અને ઇંદ્ર સરખો તેજવાન, હમારો હરિવાહન કયારે મળશે ? હમે તેને કયારે જોઇશું ? એ પ્રમાણે લોકો અધીરા બની ગયા. તેઓ કેહેતા હતા કે, રાજાએ તો, એની અતિ રૂપાળી, પેલી લલનારૂપ લક્ષ્મિ જેવી, રાણીની લાલચે કરી, કપટથી માર્યો. એને મારવામાં કપટનું ખોળીઉં પ્રધાન સાહ્યક થયો. એમાં એમનું કદી ભલું થશે નહિં; પણ એથી ઉલટુ ખોટું પરીણામ આવશે. કહ્યું છે કે:—

વિનાશ કાળે વિપ્રીત બૂદ્ધિ.

એનો નાશ નજીક આવ્યો, દેખાય છે. જેવી રીતે સડી ગયેલા, કલેવરમાંથી દુર્ગંધ નીકળે, તેમ તેની અપકીર્તિ રૂપ અધર્મ દુર્ગંધ, આખા નગ્રમાં પ્રસરવા લાગ્યો.

આખા નગ્રમાં સ્થળે સ્થળે, લોકોના ટોળે ટોળાં ભેગાં થઇ, રાજા અને પ્રધાનની, અપકીર્તિ કરતા હતા, અને હરિવાહનની પ્રસંસા કરતા હતા.

હરિવાહનને સમુદ્રાધિષ્ટ દેવતાએ, અધર ઉપાડી તેને ઘેર મુકયો હતો. તેને જરા પણ, પીડા થઇ નહોતી. તે સુખેથી પોતાના ઘરમાં અમન, ચમનથી, બેઠો હતો. તેણે રાજા તથા પ્રધાનની નિંદા, કાનોકાન લોકોને મોંઢે સાંભળી. અને પોતાના ઉપર લોકોની, પ્રીયતાની ખાત્રી થઇ.

આથી તેનું તેજ, અતિશય વધી ગયું, કારણ તેનું મન, પુરેપુરૂં પ્રફુલીત થયું હતું.

આખું નગ્ર, કોલાહલ કરી રહ્યું હતું; પણ હરિવાહનની રાણીઓને, જરા પણ શોક નહોતો; કારણ પોતાનો પતી પાસેજ હતો. તેમણે કુતુહળ ઉભું કર્યું; તેમણે લોકોના આગળ છાતીફાટ, રડવું શરૂં કર્યું. લોકો તેને આશ્વાસન, આપવા લાગ્યા; અને કહેતા હતા કે, તમે સતીમાં શીરોમણી છો. તમારા પતીને

પરમકૃપાળુ ઇશ, સાહાય થશે. તેને જરા પણ આંચ આવવા દેશે નહિં. બંને સતી સ્ત્રીઓના કલ્પાંતથી, નગરવાસીઓ અતિ ખેદયુકત થયા; અને રાજા તથા પ્રધાનને નિંદતા, સતીઓને આસ્વાસન આપી, પોતપોતાના ઘર તરફ ચાલ્યા.

લોકોના વિખરાયા પછી, બન્ને સતીઓએ, પોતાના પતિ પાસે આવી, પોતાનો પુર્ણ પ્યાર જણાવ્યો; અને રાજા આજે રાત્રે આવે, તે વખતે હમે હમારૂં, અપાર બળ કેવી રીતે દેખાડીએ છીએ, તે આપ ગુપ્તપણે જોજો, એમ કહ્યું.

કુસુમકળાએ ખુશીના આવેશમાં, લંકાદ્વીપથી પોતાની સાથે આણેલા, તુંબીપાત્રમાંથી, અમૃત પોતાના પતિ ઉપર છાંટયું. એ અમૃતના પ્રભાવે, હરિવાહન જાણે બીજો ઇંદ્ર હોય, એવો તેજસ્વી થયો.

અહો ! પુન્યના ઉદયથી, શું ન થાય ? પુન્યના પ્રભાવે, પુન્યવંતને કષ્ટ પણ, સુખરૂપ નીવડે. અગરચંદનને અગ્નિમાં નાંખતાં, ઉલટી તેમાંથી સુગંધી ફેલાય છે; તેમ પુન્યવંતને આપદા, સંપદારૂપ નિવડે એમાં કાંઇ નવાઇ જેવું નથી.

દરેક પ્રાણીએ, પોતાનાથી બનતા પ્રયાસે, પુન્ય કરવા ચુકવું નહિં. અને સદ્ધર્મપર શ્રદ્ધા રાખવી. દરેક પ્રાણીમાત્ર ઉપર, દયાથી વર્તવું. કોઇના ભુંડામાં, રાજી રહેવું નહિં. પારકાને ભલે, પોતાનું ભલું સમજવું. સર્વ ધર્મ કરતાં, દયાધર્મ સર્વથી શ્રેષ્ટ છે.

માહાત્મા તુલસીદાશે, દયા ઉપર ઘણું વિવેચન કર્યું છે. તેમાંની એક કડી અહિં લખીએ છીએ. દયા વિષય મોટો છે. એનું સવીસ્તર વર્ણન આપવાથી, ગ્રંથ વધી જાય, માટે એક લીટીથીજ પુર્ણતા છે, એમ માની લેશો.

દયા ધર્મકો મૂળ હે, પાપ મુળ અભીમાન,<br>
તુલશી દયા નવ છાંડીએ, જબ લગ ઘટમાં પ્રાણ,<br>
તુલશી આ સંસારમાં, ભાત ભાતના લોક,<br>
સબસેં હીલમીલ ચાલીએ, જયું નહિ નાવ સંજોગ.

પોતાની બન્ને સ્ત્રીઓ સાથે, હરિવાહન પ્રેમાલાપની વાર્તા કરે છે. શેહેરના કોઇપણ માણસને, એ વિષે ખબર નથી. તેઓ તો, હરિવાહન બળી મુઓ, એમ જાણે છે. પણ તે તો નિશ્ચીંત પણે, પોતાના ઘરમાં બેઠો છે.

જ્યારે રાત્રીએ, પોતાનું ઘોર અંધારૂં ફેંક્યું, સામા આવનાર માણસનું, મુખ દેખાતું બંધ થયું, ત્યારે કામાંધ રાજાને, અજ્ઞાનતાના અંધકારે જોર કર્યું. તે કંદર્પ જવરે પીડયો, અતિ મદોન્મત્ત થઇને, હરિવાહનની સ્ત્રીને મળવાને, ખુશી થતો, ચોરની માફક ઘોર રાત્રીએ હરિવાહનના ઘરમાં પેઠો. તેના મનમાં હવે, કોઈનો ડર નહોતો. તેથી તેણે ધાર્યું કે, હવે મને કોઇ અટકાવનાર નથી. જે અટકાવનાર હતો, તેનું તો કાસળ કાઢયું છે તે એમ માનતો હતો. પણ હરિવાહનનો પ્રતાપ કેવો છે, તે વાતથી તે અજાણ હતો.

કામાંધ રાજાને આવતો જોઇ, તે બન્ને સ્ત્રીઓ, પોતાના સ્વામી પ્રત્યે, કેહેવા લાગી; હે સ્વામીનાથ ! આપ ગુપ્તપણે, હમારી બાહાદુરી જુવો. હમે એના કેવા હાલ, કરીએ છીએ, તે આપ બરોબર ધ્યાન રાખીને જોજો. હમે આજે એને પુરેપુરી શિક્ષા આપીશું. માટે તમારે છતા પડવાનું, કાંઇ કારણ નથી. આપ ગુપ્તજ, રહેજો.

જો આપ જાહેર થશો, તો ઉલટો અનર્થ થશે. તે ચીડવાશે, અને આપના ઉપર રોશે ભરાશે. આપણને એના રોશની દરકાર નથી; પણ એને શિક્ષા આપવાનું બનશે નહિં.

બન્ને સ્ત્રીઓને આ પ્રમાણે બોલતાં સાંભળી, હરિવાહને તેમને સાબાસી આપી કહ્યું, માહારે જાહેર પડવાનું કાંઈજ, કારણ નથી. તમે એ અધર્મીને શિક્ષા આપવામાં કસર, રાખશો નહિં. એને આખી જીંદગીની નિશાની કરી આપજો. એમ કહી હરિવાહન એક ઓરડામાં સંતાયો.

# પ્રકરણ ૯ મું.



વિષભર્યો વિશાળાપતિ રાજા એકદમ આવીને તેમની સમક્ષ ઉભો રહયો. બન્ને સ્ત્રીઓએ, તેનો આદર સતકાર કરી, બેસવા આસન આપ્યું. તે બન્ને સ્ત્રીઓ રાજા આગળ, હાથ જોડી રાજાને વીનયથી, પુછયું:– હે માહારાજાધિરાજ ? આ અઘોર રાત્રીને સમયે આપને અહિં, આવવાનું શું પ્રયોજન છે ?

સ્ત્રીઓએ કારણ પુછયું, તેથી રાજા ગાંડા માણુસની માફક હસતો, ઉલ્લાસ પામતો, કેહેવા લાગ્યો:–હે કામીનીઓ ! શું તમે અજાણ છો ? હું તમને બન્નેને, માહરે મોહલે લઇ જવા, આવ્યો છું. માટે જલદી ચાલો. હવે તમારો સ્વામિ તો, સર્વના દેખતાં, બળીને ખાખ થઇ ગયો છે; માટે હવે એની, આવવાની આશા નથી.

રાજાને આ પ્રમાણે બોલતો સાંભળી, તે બન્ને સ્ત્રીઓ, તેને કહેવા લાગી:–હે રાજા ! આ પ્રમાણે આપને બોલવું, ઉચિત્ત નથી. તમે તો સેવકજનના, પીતા સમાન છો. જો કોઇ અનર્થ કરે, તેને તમે કાયદાથી, શિક્ષાએ પોંહોચાડો; પણ તમેજ અનર્થ કરવા, તૈયાર થયા છો, તો તમને કોણ વારશે ? તમારે માટે કાયદાનો અમલ કરનાર કોણ થશે ? તે કાયદો કયાંથી આવશે ?

હે રાજા ! તમારે તો અધર્મનો, ત્યાગ કરવો જોઇએ; પણ જો તમને, ધર્મ અને અધર્મનીજ, સમજ હોત, તો, આવી અંધારી રાત્રીએ અહિં આવતે નહિં. હમારીજ ભુલ છે, કે આપને આ પ્રમાણે કહીએ છીએ. આપને વાસ્તે તો સમર્થ યમરાજાનો દંડ, એજ કાયદો છે. યમરાજાનો, દંડ, અહિં આ દુનિયામાં નથી; પણ મરણ પછી વેઠવાનો છે. તેથીજ ધોળું એટલુ દુધ જુવો છો.

આપને પુત્રી, અને ભગીનીનો, વિચાર હોય, એમ હમને ભાસતું નથી. હમારા ધારવા પ્રમાણે, આપ સ્વકુંટુંબ, પણ જોતા હશો નહિં. આ ઉપરથી આપ પુત્રી તથા ભગીનીનાગમની દેખાઓ છો.

હમો આપના સેવકની સ્ત્રીઓ છીએ. તેથી આપની પુત્રી અથવા ભગીની સમાન છીએ; તેનું ભાન ભૂલી જઇ તમે હમને છળ કરીને, તેડવા આવ્યા છો. જો તમને કાંઇ જ્ઞાન હોય તો અહિં આવતેજ નહિં. શાસ્ત્ર શું કહે છે? તે સાંભળો.

दत्तस्तेन जगत्य कीर्तिपडहो गोत्रेमषी कुर्चक,
श्चारित्रस्य जलांजलि र्गुणगणा रामस्य दावानलः
संकेत सफलापदां शिवपूरद्वारं कपाटो दृढ,
शिलंयेन निजंविलुप्त मखिलं त्रैलोक्य चिंतामाणि

અર્થઃ—જે પ્રાણીએ જગતમાં જન્મીને. ત્રૈલોકને વિશે, ચિંતામણી જેવા, પોતાના શિલવૃતનો, લોપ કર્યો છે. જેણે અપકિર્તિનો, પડહ વગડાવ્યો છે, તેણે પોતાના ગોત્ર ઉપર કાળી મષીનો કુચો ફેરવ્યો છે. જેણે ચારિત્રને જલાંજલી આપી છે; ગુણના સમુહ રૂપ આરામને, દાવાનળ અગ્નિથી સળગાવ્યો છે; સર્વ આપત્તિ સાથે સંકેત કર્યો છે; તેને અને શિવપૂરના દ્વારને મજબૂત બંધ કર્યા છે; તે પુરૂષ જન્મ્યા તે નહિં જન્મ્યા સમાન છે. તેને પશુ કરતાં પણ અજ્ઞાન જાણવા.

હે રાજા! તમે ઉપરના શ્લોકમાં, કહ્યા પ્રમાણે, શીલવૃત ધારી નથી, તો ભલે, પણ પત્નીવૃતધારી પણ નથી; પણ અત્યત કામાંધ પુરૂષ છો. કામી પુરૂષોને કીર્તિ, અને અપકીર્તિનું ભાન હોતું નથી. કહ્યું છે કે કામાંધ. પુરૂષો, કાને સાંભળતા હોય, તોપણ શાસ્ત્રે તેને, બેહેરા કહ્યા છે. આંખે જોતાં છતાં પણ, અંધ ગણ્યા છે.

હે રાજા ! તમે તમારી, સો પેહેડીના પીત્રુની, કીર્તિ ઉપર કાળા ડામર જેવી, મષીનો કુચો ફેરવ્યો છે. ડામરનો કાળો રંગ, પાકો ગણાય છે; અને અતિ કાળો વર્ણવ્યો છે.

હે રાજા ! તમને શાંત ગુણ સહીત, વૈરાગ્ય ઉપજવાની તો, આશાજ નથી; તેથી તમારામાંથી, ગુણ એ શબ્દનું તો, નામજ નીકળી ગયું હોય, એમ માલમ પડે છે. બ્રહ્મચર્ય વૃતના પ્રભાવે, તમને આરામ, વિરામ, શું સમજાય ? તેથીજ તમે, તમારા આરામ ઉપર, માહા દુષ્ટ, દાવાનળ અગ્નિ, સળગાવ્યો છે. સર્વ સુખના સાધનો, તજી દઇ, દુઃખના કારણો વ્હોરી લીધાં છે. અને શિવ-એટલે કૈલાશ, જે મોક્ષનું સ્થાન છે, તેના દ્વાર ( બારણા ) ને મજબુત સવાસો મણનું તાળું મારી, તેની કુંચી સો હાથ, ઉંડા ખાડામાં નાંખી, ખાડો પુરી દીધો છે. એટલે એ માર્ગ તો, તમને જડશેજ નહિં. શીવપૂર જવાની તો તમારી ઇચ્છા પણ નથી, એમ કેહેવું સત્ય છે.

હે કામી પુરૂષ ! અહિંથી દૂર જાઓ, તમારૂં સ્યામ વદન, હમને બતાવો નહિં. તમારૂં સ્યામ વદન જોવાથી, હમને ભય લાગે છે. કે રખેને હમારામાં મલીનતા પેસે. હમે તમને હજુ સભ્યતાથી, સમજાવીએ છીએ. મોટે નામે, મોટી ઉપમા, આપીએ છીએ. માટે સમજો.

વળી સાંભળોઃ—

हराति कूल कलंकं लुंपते पाप पंकं; ।
सुकृतमुप चिनोती, श्लाध्यता मातनोति; ॥
नमयति सुरवर्ग, हंतिदुर्गोंय सर्ग; ।
रचयति शुचिशिलं, स्वर्ग मोक्षैसलीलः ॥

અર્થઃ–નિર્મળ શીળવૃતધારી, પોતાના કૂળની મલીનતાનો નાશ કરે છે, પાપરૂપી કાદવનો, નાશ કરે છે, પુન્યની વૃદ્ધિ કરે છે.

શ્લાઘ્યતાનો વિસ્તાર કરે છે. દેવસમુહને નમાવે છે. ભયંકર ઉપદ્રવનો નાશ કરે છે. અને સહેજ માત્રમાં, સ્વર્ગ અને એથી વધારે મોક્ષ, પણ મેળવી શકે છે. ધન્ય છે, એવા પુરૂષને. જે રત્નરૂપ ગણાયા છે. તમારા જેવા તો પત્થર સમાન છે.

રાજા એકદમ ગુસ્સે થઈ બોલ્યો—બસ, બસ, એ ટાહેલું, માહારા આગળ કરવાની, કાંઇ જરૂર નથી. હમે જેવા હોઇશું તેવા, તેમાં તમારૂં શું છે. હમે નર્કમાં જઇશું, તેમાં તમારે માહારી સાથે, આવવું પડશે નહિં. તમે તમારૂં, ડાહાપણ છોડી, ઝટ ઉઠીને, માહારે શરણે થાઓ; નહિં તો તમારી ફજેતી થશે. અહિં હવે તમારી, વાહાર કરનાર કોઇ નથી. તમો જેને પતી ગણતા હતા, તેને આજે સવારે, સર્વ ખલકના દેખતાં, બાળી ભસ્મ બનાવ્યો છે. મને કબુલ કર્યા વગર, હવે તમારો છુટકો નથી. માટે હઠ છોડો.

કમળકળા તથા કુસુમકળા—હે રાજા! હમણાં સુધી હમે, આપને મોટાં નામથી બોલાવી, માનને ખાતર અમે, તમે, એવા શબ્દો, વાપરીએ છીએ. હવે હમે આપને, સાફ કહીએ છીએ કે, તુચ્છ શબ્દો, વાપરવાની જરૂર પડશે. સમજો, સમજીને જેમ આવ્યા છો, તેમ પાછા જાઓ. આખી દુનિયામાં, ફજેત થશો.

રાજા—હે અબળાઓ! શું તમે સબળા થવા માંગો છો. માહારા જેવા આગળ, તમારૂં કાંઇ ચાલનાર નથી. શરણે થાઓ.

કમળકળા—હે પાપી! હવે હમે તાહારાથી, ડરીશું નહિં. હમે બે જણ છીએ.

રાજા—તમે બે જણની, હું રાજા કાંઇ ગણત્રી રાખતો નથી. બે તો શું? પણ બાવીસથી, ડરીશ નહિં.

કમળ તથા કુસુમ—જા, જા, નીચ પાપી, ચંડાળ! આટલું સમજાવ્યો છતાં, પોતાની મોટાઇ, છોડતોજ નથી. હજુ હઠ પકડી છે, તેજ ખરી કરવા ધારે છે. તું કહે છે કે, તેં હમારા પ્રાણે-

શને, બાળી ભસ્મ કર્યા છે, પણ હુમને ખાત્રી છે, કે તે બળી ભસ્મ થયા નથી. તે તો હુજુ, જ્યાં હુશે ત્યાં, જીવતાજ છે. સત્યવાદી પુરૂષો બળતા નથી, તે તો તાહારૂં શોંપેલું કાર્ય કરી કાલે સવારે તાહારા આગળ આવીને, ખડા થશે. તે વખતે તાહારા મૂખ ઉપર કાળી મેશ, છવાશે. માટે ઉઠ, ચાલ્યો જા. હુમે તને જોવાની, ઇચ્છા રાખતા નથી.

રાજા—હે સ્ત્રીઓ ! તમે ઘેલી છો. તમે ધારો છો, તે સ્વપ્ને પણ, બનવા યોગ્ય નથી. જે દુનિયાથી ઉઠી ગયું, તે ફરી આવે નહિં.

કમળ તથા કુસમ—એ વાતનો તાહારે, શું સોચ છે ? ભલે તું તાહારા મનમાં, ગમે તેમ માનતો હોઇશ, પણ હુમને દૃઢ વિશ્વાસ છે. અધર્મી સર્વ સુન્ય દેખે.

રાજા—હે ઘેલી સ્ત્રીઓ ! હુવે તેને ફરી મળવાની, આશા તમે છોડો. નીરાધાર રહેવા કરતાં, તમારૂં ડાહાપણ છોડી, મને પતી રૂપે સ્વીકારી, મોજમઝા ભોગવો.

કમળ તથા કુસુમ—હે મુર્ખ રાજા ! સાંભળ શીલવૃતના પ્રભાવથી, શું શું થાય છે.

तोयत्यग्निरपि सृजत्यहिरपि व्याघ्रोपि सारंगतिः ।
व्यालोप्यश्वति पर्वतोप्युपलाति क्ष्वेडोपि पीयुषतिः ॥
विघ्नोप्युतसवति प्रियत्यरि रापिक्रीडा तडागत्यपांः ।
नायोपिस्वगृहत्य टव्यपि नृणांशिलं प्रभावाघ्रुवंः ॥

સત્ય શિલને પ્રભાવે, મનુષ્યને અતિ અનળાગ્નિ, પણ જળ રૂપ થાય છે, સર્પ પણ પુષ્પ માળારૂપ થાય છે. વીકાળ વાઘ, હરણરૂપ થાય છે. દુષ્ટ ક્રુર ગજ, અસ્વરૂપ થાય છે. વિઘ્ન ઓચ્છવરૂપ, થાય છે. શત્રુ, મિત્રરૂપ થાય છે, માહા અગાધ જળવાળો સમુદ્ર, ક્રીડા કરવાના, સરોવરરૂપ થાય છે. માહા ભયાનક, અઘોર અટવી, પોતાના ઘરરૂપ, બની જાય છે.

હે મુર્ખ રાજા ! હમને ખાત્રી છે, કે હમારો પતી, હમને મળશે. તેં પ્રપંચ રચ્યો છે; પણ તાહરો પ્રપંચ, તાહરી પાસે રહેશે, અને તે તો સત્યતાથી, યમરાજાને આમંત્રણ કરીને આવશે.

હે પ્રાણી ! સર્વને શીલ સુખરૂપ ભુષણ છે. આવા સારા ફાયદા છોડી, નકામાં રાખોડાના, બાચકા ભરવા, સારા નથી. રાખોડાના બાચકા ભરવાથી, કાંઈ હાથમાં આવશે નહિં; પણ ઉલટું રાખોડાવાળું શરીર થશે.

રાજા—હે ભોળી સ્ત્રીઓ ! માહારે તમારૂં ગુરૂપણું, સ્વીકારવું નથી. કહ્યું છે કે, જેનો ગુરૂ સન્યાસી હોય, તે ચેલાને તુંબડાં પકડાવે. હું કાંઈ સન્યાસી થઇ, તુંબીપાત્ર લેવાનો નથી. હું તમારા જેવી અપસરાઓનો, ભોગદારી છું. મને તમારોજ ખપ છે. તમને લઇ જઇ માહારી પટરાણીઓ કરીશ, ત્યારે મને શાંતતા થશે.

કમળ તથા કુસુમ —આ જન્મમાં તો શું ? પણ આવતા જન્મમાં પણ હમે તાહારી પટરાણીઓ થઇશું નહિં. વળી સાંભળ શાસ્ત્ર શું કહે છેઃ—

त्वद्दारि तारि तरुणी स्वसिता निलेनः ।
समूर्छितेषुच महोदधिषु क्षितीशः ॥
अंतर्लूठत् गिरिपरस्पर शृंगपातोदः ।
धातार वैंस्तवरिपोर पयातिनिद्राः ॥

હે રાજા ! તેં વિદારણ કરેલા, શત્રુની સ્રીઓના શ્વાસોશ્વાસના પવન વડે, મહોદધિ ઉછળતા, છતાં તેમાં રહેલા, પર્વતોના અથડાયાથી, પડી ગયેલા શીખરોથી ઉત્પન્ન થયેલા, ઘોર શબ્દો વડે, તાહારા શત્રુઓને અઘોર નિંદ્રમાંથી, જાગ્રત કર્યા છે. અર્થાત તાહારી અવદશા નજીક આવી ઉભી રહી છે. કેહેવત પ્રમાણે, વિનાશકાળે વિપ્રીત બુદ્ધિ એમ થયું છે. પણ સમજ. એમાં કાંઇ સાર નથી. તું ખરાબ થઈશ તેની ફીકર નથી. પણ તાહારા આખા કુટુંબનો નાશ થશે, તે બહુ સાલે છે.

વળી કહ્યું છે કેઃ—

स्वाभावातो बहु कूतुहल केलि लीलाः ।
सद्धर्म कर्म निरताः सुरताः सुशीलाः ॥
प्राद्यन्मदाति विशदा ऽ न्यकृत वहीलाः ।
प्रायोभवंति सकलेपु कूलेषुवालाः ॥

વળી સ્વભાવથી બહુ કુતુહળે યુક્ત, ક્રીડાની લીલાવાળી, સદ્ધર્મ કર્મમાં તત્પર પ્રીતીવાળી, સત્યશીલવતી, અને ઉત્પન્ન થતા મદના ઉજવલ પણાએ, બીજાની અવલેહા કારનારી બાળાઓ, સર્વ સુકુળમાં ઉત્પન્ન થાય છે, અને સુકુળમાંજ જાય છે. તાહારા જેવા અધમ પુરૂષને ત્યાં હોતી નથી; માટે ફોકટ ફાંફાં મારવાં છોડીદે, અને પાધરો ઘેર સીધાવ; નહિતો આબરૂથી બેઆબરૂ થશે. બેઆબરૂ થવામાં ફાયદો નથી. હમે તને વારંવાર કહીએ છીએ કે, હે મુર્ખ તું હમારો કેડો છોડ. તને તે વાત તો ધ્યાનમાં આવતી નથી. આટલું જો કોઇ માણુસ હોય, તેને કહ્યું હોય તો, તે સમજે પણ તું માણુસ છે, એમ હમને લાગતું નથી. હવે બસ થયું છે. હજુ બાહાર વાત જાણુવામાં આવી નથી, એટલે હમો બંને સ્ત્રીઓ, તથા તું એકલોજ, એમ ત્રણનાંજ જાણુવામાં છે. બાહાર કોઇનાં જાણુવામાં નહિં આવે, તેમાં ફાયદો છે. જો હજુ સમજ્યો નહિ હોય તો, શીલ ઉપર હજુ કહીએ.

शिलं प्राण भ्रतां कूलोदयकरं शिलं वपुर्भूषणंः ।
शिलं शौचकरं विषद्भयहरं दौर्गत्य दुःखापहंः ॥
शिलं दुर्भगतादि कंददहनं चिंतामणीः पार्थितोः ।
व्याघ्रव्याल जलानलादि शमनं स्वर्गापवर्ग प्रदंः ॥

અર્થઃ—પ્રાણીમાત્રને શિલ, કુળનો ઉદય કરનારૂં છે, શરીરને ભૂષણ રૂપ પવિત્ર કરનારૂં છે, વિપત્તિ અને ભયને હરનારૂં છે, દુર્ગતિ અને દુઃખનું નાશ કરનારૂં છે, દુર્ભાગ્યાદિ રૂંદને

દહન કરનારૂં છે, પ્રાર્થના કરેલા ચિંત્તામણી રૂપ છે, વાઘ, સર્પ, જળ, અને અનળના ઉપસર્ગને દૂર કરનારૂં છે. સ્વર્ગ અને મોક્ષ આપનારું છે.

હે રાજા ! તું મુઢ છે. તને આ જગતના ક્ષણીક સુખની ઇચ્છા ઘણી થાય છે. અને આ લોક તથા પરલોકના, કલ્યાણ રૂપ મોક્ષની લેશ માત્ર પણ ઇચ્છા નથી; એ બહુ નવાઇ જેવું છે. વિષય એ વિષ છે. તે દુર્ગતિ ( નર્ક )માં લઇ જનાર છે. તેમાં તને બહુજ રસ લાગે છે. અહો મંદ ભાગ્ય ! શીલવૃતનો પ્રભાવ સમજ; જેથી તાહારા આત્માનું કલ્યાણ થાય. નહિં તો લક્ષ ચોર્યાશીના ફેરા ફરતાં, તાહરો પાર આવશે નહિં. આવા તાહારા સ્વભાવથી હમને અત્યંત દુઃખ લાગે છે કે તું અગણીત વખત લક્ષ ચોર્યાશી ફર્યો છે. અને હવે પછી પણ ફરશે. તાહારો કયાંએ પણ ભવનો છેડો આવે એમ નથી. જો તું તાહારા જીવની ઉન્નતીની, ઇચ્છા રાખતો હોય તો, વિષયને વિષ સમજી માહા પ્રતાપી શીલવૃત અંગીકાર કર. તાહારાથી સર્વથા શિલવૃત, અંગીકાર થાય એમ નથી; પણ સ્વપત્નીવૃત અંગીકાર કર. જેથી તને અનર્ગળ લાભ પ્રાપ્ત થશે. તાહારા ઘરમાં તાહારી રાણી શું કમી છે ? તું અહિં શું વિશેષ જુવે છે, કે તેની આશાએ આવ્યો છે. જ્યાં ત્યાં બરોબરજ છે. કયાંએ ઓછું અદકું નથી. તાહારી રાણી તાહારી વાટ જોતી હશે, માટે જા, અહીંથી દુર થા.

રાજા—હેસ્ત્રીઓ, તમારો લવારો જવાદો. અત્યાર સુધી જાણે પંડીત બન્યા હોય, એમ બકબક કર્યા કરો છો. શું હમે છેકજ મુર્ખ હઇશું ? તમો અબળા કરતાં હું પુરૂષ ઓછો જ્ઞાનવાળો છું ? મને બધું આવડે છે. હું તમારા કરતાં ઓછો નથી. નર્કમાં જવાનો છું તો હું, તેમાં તમને શું ? લક્ષ ચોર્યાશીના ફેરા ફર્યો અને ફરીશ તેની તમને શું ખબર છે ? માહારૂં ગમે તે થાય તેમાં તમને શાની ફીકર ? તમે મને નર્કને બદલે મોક્ષ આપવા સમર્થ છો ? જુવો શાસ્ત્ર શું કહે છે. ? સાંભળો.

# પ્રકરણ ૧૦ મું.

लुब्धः स्वैः कामुकः स्त्रीभिः पृथव्या पार्थिवोपिचः ।
विद्वान सुभाषितैः कोपितृप्ति माप्तो जगत्यापिः ॥

અર્થઃ—લોભી પુરૂષ દ્રવ્યથી, કામી પુરૂષ સ્ત્રીથી, રાજાઓ પૃથ્વિીથી, અને વિદ્વાનો શુભાષિત વિદ્યાથી, એટલા પુરૂષો કદી પણ શંતોષ પામ્યા હોય, એવું જાણવામાં આવ્યું નથી. અર્થાત કે જે જે પુરૂષોને, જે જે વસ્તુની જરૂર હોય, તે વસ્તુ મળે નહિં, ત્યાં સુધી તે તે પુરૂષો તૃપ્તિ પામે નહિ; માટે તમારૂં કહેવું મને સત્ય લાગતું નથી. હું માનું છું કે તમારા ડાહા પણુમાં વેઠ ઉઠી છે. તમારો લવારો તમનેજ સારો લાગે, બીજાને લાગે નહિં, અગર તમારા જેવા હોય તેને સારો લાગે. મને તો જરાએ રૂચિકર લાગતો નથી.

અત્યાર સુધી હું મુગો બેસી રહી, તમારી વાતો સાંભળ્યા કરતો હતો, તેથી તમે છેકજ ટોચ પર ચડી ગયાં હતાં; અને તમારા મનમાં ગર્વ હતો, કે હમેજ વિદ્વાન છીએ. તમારૂં તે માનવું ખોટું છે. દરેક માણસ પોતાનાં ખપ જોગું જાણે છે. શું હું રાજા છતાં અજ્ઞ રહું, એ વાત યોગ્ય છે? નહિંજ. તમારા કરતાં હુ ઉતરતો નથી. દુનિઆમાં કોઇ પૈસાથી પૂરો નહિં, અને અક્કલથી અધુરો નહિં. માટે તમારી ખોટી જક્ક છોડી દો, અને માહારે શરણે થાઓ, એમાંજ તમારૂં શ્રેય સમાયેલું છે. હઠ કરવાથી ફાયદો નથી. આ રાજ્ય માહારૂં છે, આ શહેર માહારૂં છે અહિં કોઇ તમારૂં નથી. તમારે ચોકશ ધ્યાન રાખવાનું કે, સત્તા આગળ તમારૂં શાણપણું, ચાલશે નહિં.

કમળ તથા કુસુમ-હે દુષ્ટ પાપી ચંડાળ, નિચ કર્મના કરનાર, નિચ બુદ્ધિને ધારણ કરનાર રાજા! હવે તું તાહારૂં બોલવું બંધ કર. તું મિથ્યાવાદી જેવો છે. તેં જે વર્ણન કર્યું, તે શાસ્ત્રમાં અતૃપ્તતાને માટે છે, તાહારા જાણપણાના ભાવાર્થ સાથે,

સંબંધ ધરાવતું નથી. હમે તને વારંવાર કહીએ છીએ, કે અતૃપ્તિમાં કાંઇ લાભ નથી. તૃપ્તિમાંજ ફાયદો છે. અતૃપ્ત પુરૂષોજ નર્કના અધિકારી બને છે. તાહારા કેહેવામાં, અને હમારા કેહેવામાં કેટલો ફેર છે, તેની તુલના તને આવડતી નથી. જેટલો જમીન અને આસમાનમાં ફેર છે, તેટલો તાહારામાં અને હમારામાં ફેર, અને અંતર રહેલો છે. હવે હમે તાહારો એક શબ્દ પણ સાંભળવા ઇચ્છતાં નથી. તાહારૂં મુખ પણ જોવાની આશા રાખતાં નથી. તો તાહારી સાથે આવવાની વાતજ શી ?

શાસ્ત્રમાં કહ્યું છે કે જો પરસ્ત્રી દેવતાની સ્ત્રી સમાન રૂપ, અને યોવનવાળી હોય, તો પણ ત્યાગવા રૂપ છે. કારણ પરસ્ત્રી નર્કનીખાણ કહી છે. સ્ત્રીનેજ નર્કનીખાણ કહી છે. પણ પરસ્ત્રી તો અવસ્ય નર્કનીખાણ છે. પોતાની સ્ત્રી પણ સમયે ત્યાગવાયોગ છે. યોગી પુરૂષોએ સર્વ સ્રીને નર્કની ખાણ કહી છે. સંસારી પુરૂષને માટે પરસ્ત્રી નર્કનીજ ખાણ છે.

હમે તને વારંવાર કહીએ છીએ. કે હમે તાહારા સેવકની સ્ત્રીઓ છીએ; માટે તું હમારા પીતા રૂપ, અથવા સસરા રૂપ છે. તાહારે હમારી સ્વપ્ને પણ ઇચ્છા કરવી યોગ્ય નથી.

જે પુરૂપ ચોકી કરતો હોય, તેજ ચોરી કરે, ત્યારે ચોરી કોણ પકડશે ? જેને વોળાવા તરીકે સાથે રાખ્યો હોય, તેજ લુંટી લેશે, તો બીજુ વોળાવું કોણ થશે ? પાણીમાંથી જ્યારે અગ્નિ સળગી દવ ઉઠશે, તો અગ્નિ શાંત પાડવાનો શું ઉપાય ? સુર્યથીજ જો અંધકાર ઉઠે, તો તેજ કોણ આપશે ? માટે તું તો રાજા છે, અને અકર્મ કરવા તૈયાર થયો છું, તો તાહારૂં રાજ્ય કેમ ચાલશે ? અને તાહારી આણુ કોણ માનશે ? માટે વિચાર કરીને ચાલ્યો જા. રાજાઓને સર્વ વાતનો વિચાર રાખવો પડે છે. તું દાંડ પુરૂષ નથી. જ્યારે તને આટલું કહેતાં છતાં પણ, અસર થતી નથી, ત્યારે હમે કહીએ છીએ કે, તને ઘેલછા પ્રાપ્ત થઇ છે. પણ એવી ઘેલછા શા કામની ?

તાહારી આવી ખોટી વર્તણુંકથી, હમે હમારા પ્રાણ ત્યાગ કરીશું; પણ હમે હમારા શિલવૃતને ડાઘ લાગવા દઈશું નહિ; અને તને સ્ત્રીહત્યા લાગશે. શીલ ખંડન કરવા કરતાં મરવું સારૂ છે. કહ્યું છે કેઃ—

वरंश्रुंगोत्तुंगाऽगुरु शिखरिणः क्वापि पिषमेः ।
पतित्यायंकायाः कठिनं दृपदंतर्विदालितः ॥
वरंन्यस्तोहस्तः फणीपतिमुखे तीक्षण दंशनेः ।
वरं वन्हौपातस्तदपिनवरंः शिलविलयः ॥१॥

અર્થઃ—મોહોટામાં મોહોટા મેરૂ પર્વતના, શીખરોપરથી પડીને, આ દેહને પથરામાં દળીને, ચુરેચુરા કરી નાંખવી સારી છે; વળી તીક્ષણ દાંતવાળા શેષનાગના, મુખમાં હાથ નાંખવો, એ વધારે શ્રેષ્ટ છે; પણ શિલવૃતનો ભંગ થવા દેવો નહિં, એવો કુલાંગના સ્ત્રીનો ધર્મ છે.

હે રાજા! આવા અત્યુત્તમ શાસ્ત્રાર્થને જાણી, સમજીને, અત્યંત કટુવિપાકના ફળને જેમ ત્યાગવાનાં છે, તેમ તું પરસ્ત્રી સંભોગના પાપરૂપ, અતિ કટુક ફળનાં સ્વાદથી મુક્ત થા. જેથી, તાહરી આ કાયાનું કાર્ય સુધરે. તાહારી અપકીર્તિ રૂપ દુર્ગંધ મટે.

વળી કહ્યું છે કેઃ—

सुकृते सत्यपिकर्माणि दुर्गति रेवांतरेश्रियंः ।
हरति तैल ह्युद्भुक्तेऽपिहि दीपशिखांहरति वातालीः ॥

અર્થઃ—જેમ દીવાની શિખાને તેલ પોંહોચતાં છતાં, પવન શિખાને બુઝાવી નાખે છે; તેમ મનુષ્યને સુકૃત રૂપ કર્મ છતાં પણ વચમાં અન્યાયી ઉપાર્જન કરેલાં કર્મોએ, સર્વ સામગ્રી છતાં, દુઃખનો ભોગ આવી પડે છે.

હે રાજા! એટલા માટે મંગળરૂપ કાર્યને અર્થે, અન્યાય માર્ગનો ત્યાગ કરી, ન્યાય માર્ગે વર્ત. ન્યાય માર્ગજ સર્વ સંપદાનું મુળ છે. અન્યાય માર્ગ સર્વ આપદાનું સ્થાન છે.

કહ્યું છે કેઃ—

द्रुमेषुसलिलंसर्पिर्नरेषुमदनेमन ।

विद्यास्वभ्यसनन्यायः श्रियामायुः प्रकीर्तितम ।१।

श्रुतेनबुद्धिः सुकृतेनविज्ञता मदनेन नारी सलिलेन निन्मगा ॥

निशाशशांकेनधृतिः समाधिना, नयेनचालंक्रियतेनरेंद्रता ॥२॥

વૃક્ષને વાસ્તે પાણી, પુરૂષને સારૂ, ઘી, કામને માટેમન, વિદ્યા ભ્યાસમાં ન્યાયનું જાણવું, લક્ષ્મિને વિષે પુર્ણ આયુષ શોભાકારી છે. જ્ઞાનથી બુદ્ધિ શોભે છે, સુકૃતપણે નિપૂણતા શોભે છે, કંદર્પે કરીને સ્રી શોભે છે, જળથી નદી શોભે છે, ચંદ્રમાયે રાત્રી શોભે છે, સમાધિ પણુ શંતોષ શોભે છે. અને ન્યાયે રાજા શોભે છે,

હે રાજા ! તું તો અન્યાય માર્ગમાં પ્રવર્તનારો છે, અને તેટલાજ માટે, આટલી માથા ફોડ કરવી પડે છે. આ રીતે માથા ફોડકરવાનું કારણ કે તને કાંઇભાન આવે; અને તેથી તાહારૂં કારજ થાય. નહિં તો તું ફજેત થશે, અને તાહારી સર્વ રાજ્ય લક્ષ્મિનો નાશ થશે.

આ પ્રમાણે તે બન્ને સ્રીઓએ, અનેક પ્રકારની નવી નવી યુક્તિી કરી સમજાવ્યો, ધીટકાર કર્યો, પણ કાંઇ અસર થઈ નહિં; અને સર્વ મેહેનત પાણીમાં ગયા જેવું થયું.

જેમ અતિશય કાળ જવર, જેવા જવરમાં ઔષધ ગમે તેવું ઉત્તમ હોયતો પણ, જવરને અસર કરે નહિં; તેમ રાજાને, ન્યાય માર્ગ સમજાવવાની મહેનત, નકામી નીવડી. તે કાંઇજ સમજ્યો નહિં.

વિરહની પીડાથી પીડાતો રાજા—હેસ્રીઓ, હુ રાજા છું, કોઇને લેખામાં ગણુ નહિં, હું માહરી મરજી પ્રમાણે કરૂં તો, મને કોઈ અટકાવવાની હિંમત કરે નહિ, તોપણ તમારા આટલા કાલાવાલા કરૂં છું. દેવની પ્રાર્થનાની માફક પ્રાર્થના કરૂં છું; તોપણ તમારા મનને કાંઇજ અસર થતી નથી, એ નવાઇ જેવું છે.

તમે તમારા ભરથારની આશા રાખો છો; પણ નકામી છે. હું તમને વારંવાર કહું છું કેઃ—મુવેલા જીવતા થતા નથી. જે માણસ પરદેશ ગયું હોય, ત્યાંથી આવવાની આશા રખાય, પણ જે સર્વના દેખતાં બળી ગયો, તે કયાંથી આવશે ? તે કદી પણ આવશે નહિં.

તમે હવે ખુશી થઇ, મને પતી રૂપે સ્વીકારો. તમારા સુખ દુઃખનો હેતુ હવે હુંજ છું. તમે માહારે વશ છો. તમે માહારૂં કહ્યું નહિં માનશો, તો બળાતકારે તમને ગ્રહણ કરીશ. હું તમારા પર પુરેપુરો આશક છું. જો તમે તમારી ખુશીથી માહરે શરણે આવશો તો સારૂં છે. તમારા અને માહારા સ્નેહમાં વધારો થશે. ઘેર આવેલા પરોણાને, ભાવે કે ક ભાવે જમાડવો પડે છે. આવેલો પરોણો પાછો જતો નથી, તેમજ આવેલી આપત્તી પણ ટળતી નથી; માટે માહારૂં કેહેવું સત્ય કરી માનો. મીથ્યાવાદ છોડી દો. હવે હું તમને સમજાવીને થાકયો; તેથી માહારૂં ધાર્યું કરીશ.

જયારે હું માહારા ધારવા પ્રમાણે, તમારા ઉપર જુલમ ગુજારીશ, ત્યારે તમને ખોટું લાગશે. તમારી આબરૂ રેહેશે નહિં, અને બેઆબરૂ થશો. રાજાઓ જે હઠ પકડે છે, તે છોડતા નથી. રાજ હઠ આખી દુનિઆ વખણાય છે. તેમ જે હઠ મેં પકડી છે, તે છોડીશ નહિં. જેમ મંકોડો પોતાનું ખોસેલું માંથું, પોતાનું માંથું ટુટી ગયા છતાં પણ, પાછું કાઢતો નથી, તેમ હું પણ તમને છોડનાર નથી. અહિં આવ્યો છું તે પાછો જવાનો નથી. તમને આગળ કરીને જઈશ. તમે તમારા મનમાં પુખ્ત વિચાર કરી તમારૂં શ્રેય સમજો. માહારી સાથે ચાલો, ફજેત થઇ, જગત જાહેર કરવામાં ફાયદો નથી.

રાજાના આવાં હઠયુકત વચનો સાંભળી, બન્ને સ્ત્રીઓએ ક્રોધ કરી રાજાને કહ્યુંઃ—હે રાજા! ધિક્કાર પડો તને, કે જે માટે તને કાગડા માફક કડવાં વચને નિશેધ્યો સ્વાન (કુતરા)ની પેઠે હડછેડયો, છતા

વિષરૂપ વિષયમાં છેક અંધ થયેલો, તું કપટમાં નિપૂણ થઇ, હજુ આ પ્રમાણે સામો રહી બોલે છે. જા દુષ્ટ પાપી, હમારાથી દૂર રહે. નહિં તો તાહરા મોહોટાં, પાપના કડવા ફળ હમણાંજ ચાખશે.

સ્ત્રીઓનાં આવાં, વારંવાર તીરસ્કારના વચનો સાંભળી, રાજાને અતિશય ક્રોધ ચઢયો, અને ક્રોધાવેશમાં બળાત્કાર કરવા લાગ્યો. જેવો તે બળાત્કાર કરવા, પોતાનો હાથ લંબાવી તેને બાઝવા જાય છે, કે તુરતજ કુસુમકળાએ તેને, વિદ્યા બળે ચોરની પેઠે, નાગપાસના આકરા બંધનથી બાંધ્યો; અને પછી તેના દાંત પડી જાય તેવી રીતે તેને ઉંધે માંથે પૃથ્વિ ઉપર, ખૂબ જોરથી પછાડયો; તેજ વખતે તેના દાંત પડી ગયા.

---

## પ્રકરણ ૧૧ મું.

નાગપાસના આકરા બંધનથી, તથા દાંત પડવાની વેદના, તેને ઘણી અસહ્ય થઇ પડી. તે જમીનપરથી ઉઠી શકયો નહિં. તેના મોઢામાંથી લોહીની ધાર છુટવા લાગી. તેના ગાત્ર શીથળ થયાં. તેનાં વસ્ત્રો રૂધીરથી ખરડાયાં. અને શોભા રહીત થયો.

તે મુર્ખની માફક, હળવે હળવે ડસકાં ભરતો રડવા લાગ્યો.

તે વખતે કુસુમકળાએ ક્રોધથી રક્ત થયેલાં નેત્ર ફેરવી, તેને કહ્યું:–હે મૂર્ખ ! તને ઘણી વખત સમજાવ્યો, અનેકા અનેક શાસ્ત્રના દ્રષ્ટાંતો આપ્યાં, તને તીરસ્કાર કર્યો, તાહરા કાલાવાલા કર્યા, છતાં પણ તું લેશ માત્ર સમજ્યો નહિં. તેં ઉલટી હઠ પકડી, અને તાહારૂં કહેલુંજ ખરૂં કરવા, પ્રયત્ન કર્યો. તું છેકજ મદાંધ થઇ ગયો હતો, તેથી તને હમારા કહ્યાની જરાપણ અસર થઇ નહિં.

રાવણ જેવો રાજા પણ મદાંધ થઇ સતીઓમાં, માહા શીરોમણી, જગ્તની માતા સીતાજીને, માહા સમર્થ રામચંદ્રજીનો પણ ડર નહિં રાખ્યો, અને હરી ગયો. તે વખતે કામી

રાવણુને પણ, તાહરી પેઠે ભાન ભુલાયું હતું. તેને સમજ પડી નહિં કે ત્રીલોકના સ્વામિ, શ્રી રામજી મને સાત પાતાળમાંથી સોધી કાઢશે; અને માહારો સકુળ નાશ કરશે. તેને આખા કુળના નાશનો, તેમજ પોતાના દેહના ઘાતનો પણ, તે વખતે વિચાર આવ્યો નહિં.

આખર રામચંદ્રજીએ, તેને તેના આખા કુટુંબ સહીત મરણુને શરણે મોકલ્યો. તેની રાણી મંદોદરીએ તેને બહુ સમજાવ્યો; પણ મદના અંધકારને લીધે, તે વખતે તેને કાંઇ સુજયું નહિં; અને તેનું કહ્યું ગણકાર્યું નહિં.

રાજા રાવણુને ત્યાં કાંઇ કમીના નહોતી, એ વાત જગત્ પ્રસીદ્ધ, અને શશાસ્ત્ર છે. સર્વ દેવતાઓ પણ, તેની આણુ માનતા હતા, છતાં તેનો કાળ નજીક આવ્યો હતો, તેથી તેને કાંઇ સુજયું નહિં, અને અકૃત્ય કર્મઆદર્યું. તેને રામચંદ્રજી જેવા સમર્થ જગત્ સ્વામિએ, વ્યાજબી ન્યાય બતાવ્યો; અને ખરેખરી શિક્ષા આપી.

એજ પ્રમાણે તને પણ મદ ચઢયો છે. એ મદાંધતાથીજ તેં હમારા સ્વામિને મારવાના પ્રપંચ રચ્યા. શું એ તેં ખરૂં કર્યું છે ?

રાવણ અને શ્રી રામના પ્રમાણુમાં, શ્રી રામે રાવણુને શિક્ષા આપી હતી; તેજ પ્રમાણે તાહારા અને હમારા પ્રમાણુમાં, તને પણ વાજબી શિક્ષા મળી છે.

હવે તું ખરેખર માણસ હોઇશ, તો તું તાહારી બાકી રહેલી જીંદગીમાં હવે પછી, કદીપણ મદાંધ થઈ, અકૃત્ય કર્મ આદરશે નહિં. જો માણસ નહિ હોઇશ તો, ફરીથી આવું અકૃત્યનું આચરણ રાખશે; અને આથી પણ વધારે ભારે શિક્ષા તાહારે ખમવી પડશે.

રે મુર્ખ ! જો તાહારા મુખમાંથી લાળ પડે છે. તું અતિ અસહ્ય વેદનાથી રડે છે. તાહારા દાંત પડી ગયા છે. તેથી શોભા રહીત થયો છે. તું તરૂણ વય છતાં, વૃદ્ધ જેવો દેખાય છે. શું એ પ્રમાણે તાહારા જેવા પુન્યાત્મા પુરૂષને શોભતું છે? નહીંજ.

તેં તાહારી સુજ્ઞ રાણીનો ત્યાગ કરી, હમારા જેવી રૂપસૌં-દર્યવાન સ્ત્રી મેળવવાની આશા કરી; પણ પારકું સૌંદર્ય લેતાં તેં તાહારૂં પોતાનુંજ સોંદર્ય ગુમાવ્યું છે. લેને ગઈ પૂત, અને ખોઇ આવી ખસમ. એ પ્રમાણે થયું.

જેમ કોઈ જુગારી પુરૂપ, જુગારમાં પારકું ધન લેવાની આશાએ, પોતાનું ધન ગુમાવે, અને વારંવાર હાર્યાં છતાં વધારે ને વધારે, એક નહિં તો બીજે ફેરે, મેળવવાની આશાએ રમીને ખુવાર થાય છે, તે પ્રમાણે તને થયું.

તેં એક વખત હમારા પતીને, લંકાદ્વીપે મારવા મોકલ્યો, ત્યાંથી પુન્યના પ્રભાવે લાભ મેળવીને આવ્યા, ત્યારે બીજે ફેરે તેં નવી યુકતી રચી, કે યમ રાજાને નોતરવો છે; પણ એમાં તું ફાવશે નહિં. હમારા સ્વામિ તો જરૂર સવારમાં, જરૂર આવશે. તું જ્યારે હમારા પતીને પુનઃજોશે, ત્યારે હાલના કરતાં પણ વધારે, પશ્ચાતાપ તને લાગશે; અને તું સીરમીંદો પડશે.

રાજા દિનદયામણે મુખે કેહેવા લાગ્યોઃ—હે પ્રતાપી સ્ત્રીઓ! તમે સ્ત્રી રૂપ દેખાઓ છો, એટલુંજ છે પણ તમે સ્ત્રીઓ નથી, પણ સ્ત્રી રૂપે માહા પ્રતાપી સુરવીર છો. કારણને વસે સ્ત્રી લીંગ ધારણ કરવું પડયું હોય, એમ લાગે છે. તમે અબળા નથી, પણ સબળા છો.

મરદોજ પ્રાક્રમી હોય છે એમ નથી, સ્ત્રીઓ પણ માહા પ્રાક્રમી હોય છે; અને તેના ઘણા દાખલા જુના જમાનાના ઇતિહાસોમાં મોજુદ છે. તમો તે જાતની સ્ત્રીઓ છો, એમ મને હવે ખાત્રી થઇ છે.

હે સ્ત્રીઓ! હું હવેથી સ્ત્રીઓ કહીશ નહિં, પણ બેહેનો કહીશ. તમારો બોધ મને માહારા હૃદયમાં, પુરેપુરો લાગ્યો છે. અત્યાર સુધી તમારૂં કહ્યું માન્યુ નહિં, તેથી હું દુઃખી થયો.

જો તમારૂં કહ્યુ માન્યું હોત, તો આ દશાને પ્રાપ્ત થાત નહિં. મને માહારા અઘોર પાપ કર્મોએ, અંધાર પીછોડો નાખ્યો હતો. તે અંધારપીછોડો હવે દૂર થયો છે. તમે મને દાઝયા ઉપર ડામ દોછો, તે હવે હું સહન કરી શકતો નથી.

હે બેહેનો! હું કરગરી કહું છું કે, માહારા જેવા રંક ઉપર કૃપા કરી, મને આ આકરા બંધનથી મુક્ત કરો. હવે હું માહારૂં સ્યામ વદન છુપાવીને, અંધારે જેમ ચોરની પેઠે, આવ્યો હતો, તેમ ખરેખરો ચોર થઇ ચાલતો થાઉં.

કમળ તથા કુસુમ—હે પાપી! તું પાપને વિશે તત્પર છે, તોપણ હમે દયાવાન છીએ, હમારૂં હૃદય કોમળ છે, તેથી તને હમારી અપાર દયાએ કરીને, તને આ બંધનથી તો મુક્ત કરીએ છીએ, પણ આવાં પાપકર્મથી નર્કગામી થશે, ત્યાં પરમાધામીં કોની શિક્ષાથી, થતાં દુઃખથી છોડાવવાને હમે સમર્થ નથી. હવે પછી કોઇ વખત, આવું અકૃત્ય કરતો નહિં, એવી હમારી તને વારંવાર ભલામણ છે. એમ કહી તેને બંધનથી છુટો કર્યો.

બેઉ સ્ત્રીઓએ તેને આસ્વાશન આપ્યું અને કહ્યું:—

**कृत कर्मोक्षयो नास्ति, कोटिकल्प शतैरपि ।**
**अवश्यमेव भोक्तव्यं कृत कर्म शुभाशुभं ॥**

ગમે તેટલો કાળ વિતે, તોપણ કરેલું કર્મ જતું નથી. શુભ યા અશુભ જે કર્મ કર્યું હોય, તે જરૂર ભોગવવું પડશેજ. હે રાજા! હવેથી ચેતીને ચાલજે.

દુઃખી રાજા તુરતજ પોતાનું અંગ સ્વસ્થ કરી, સાવધાન થઇ, પૃથ્વિ ઉપર બેઠો થયો.

તે પોતાને નિંદતો કહેવા લાગ્યો, કે:—હરિવાહનની સ્ત્રીઓના, પ્રસાદથી શું દુષ્પ્રાય થાય? અર્થાત સર્વ પ્રાપ્તજ થાય. દુઃખ પણ ટળે. એ પ્રમાણે કહી બન્ને સ્ત્રીઓને નમસ્કાર વંદન કરી, અતિશય સોચ કરતો, પોતાની બન્ને આંખો ઢાંકી, મંદમંદ ગતિએ, ત્યાંથી છુપી રીતે ચાલતો થયો.

માર્ગમાં તે પશ્ચાતાપ કરતો ચાલતો હતો. તે પોતાના મન સાથે કેહેવા લાગ્યો:—અરે ! હું મંદમતી, ઘણો વગોવાયો, દુઃખી થયો, કુરૂપ બન્યો. હું કેવો નીચ ? કેવો અધમ ? મને હરિવાહનની સ્ત્રી રૂપ આજે ગુરૂ મળ્યા. આગળથી મળતે તો ઠીક થાત. હું આ ગતિને પ્રાપ્ત થાત નહિં. પણ આગળથી હું અંધ બન્યો હતો, અને એ અંધતાના કારણથી, મને તેમના સમજાવેલાં વચનો ખોટાં લાગ્યાં; તેથી પુરેપુરો પસ્તાયો.

ઘેર આવી તેણે બાહ્ય સુખને આપનારા, ઉપચારો કરી, માહા દુઃખે રાત્રી નીર્ગમન કરી. પ્રભાતે દાંત જવાથી લજ્જા પામતો, કાંઇ મીષ કરી મોઢે પાટો બાંધી, (મુખ છુપાવી) રાજસભામાં આવી બેઠો. પ્રધાન પ્રીયંગુ પણ આવીને હાજર થયો.

રાજાએ કોઇ સાંભળે નહિં એવી રીતે, ગુપ્ત પણે રાતની વિતેલી સર્વ હકીકત તેને કહી. તેણે જ્યારે સર્વ સમાચાર જાણ્યા, ત્યારે જેમ કોઇ તત્વનો જાણ, સંસારના સ્વરૂપને વિચારે, તેમ પ્રધાન પણ વિચારવા લાગ્યો. તે પોતાના મનમાં સમજ્યો કે, જો આ કામમાં હું આગેવાન થાત, તો માહારી પણ આ દશા થતે. તે પોતાના મનમાં ભયભીત થયો. વળી રાજા પોતાના દૂષને લીધે, ખોટી અક્કલે ચાલ્યો, અને પોતે વિચાર ચલાવી સારાસાર સમજ્યો નહિં, તે કૌતુકથી તે પોતે મન સાથે હસ્યો. અને રાજાને થતી અસહ્ય વેદનાનો ખેદ પામી, તેના ઉપર કરૂણા આણી. એ પ્રમાણે મનમાંજ સમજીને બેસી રહ્યો.

હરિવાહન પોતાની બન્ને સ્ત્રીઓનું, રાજા પ્રત્યે કરેલું વિચિત્ર ચરિત્ર, નજરે જોઈ વિસ્મય થયો. રાજાએ જેવું તેનું ઘર છોડયું કે તુરતજ તે બન્ને સ્ત્રીઓ બેઠી હતી ત્યાં હરિવાહન ગુપ્ત અવાસમાંથી નીકળી, તેમના આગળ આવી ઉભો રહયો. તેણે તેમને સાબાશી આપી કહ્યું કે:-હે સ્ત્રીઓ તમને સાબાશ છે. તમે અઘટીત કર્મ

ના કરનાર રાજાને, વાજબી શિક્ષા આપી છે; એના કૃત્ય પ્રમાણે એ એવીજ શિક્ષાને લાયક હતો. મૂર્ખ માણસ આસફાલ્યા વગર, અને અરહો પરહો કર્યા વગર, પાધરો થાય નહિં. એમાં એના દોષ કરતાં, પ્રીયંગુ પ્રધાનનો દોષ વધારે છે. પણ તેણે આઘે રહી, એને આગળ કર્યો; અને એ વગર સમજ્યો આગળ થઇ ગયો. પ્રથમ એનો દોષતો ખરો, કારણ એ કામાંધ બન્યો; ત્યારે લાગ જોઇ, કપટી પ્રધાને પોતાનો દાવ સાધ્યો. એ જો કામાંધ થયો નહિં હોત તો, પ્રધાનનું કાંઇ ચાલતે નહિં.

ઘણે ઠેકાણે રાજાઓતો અવિચારી હોય છે; પણ પ્રધાન સુજ્ઞ અને ડાહ્યા હોય છે. તેથી રાજાઓને કુમાર્ગે જતા, અટકાવે છે; અને તેમની કીર્તિમાં વધારો કરે છે.

રથનો સારથી હીણો હોય, તો રથને ખરાબ રસ્તે હાંકે નહિં; અને રથને સારા ચોખ્ખા રસ્તાપર જવાદે નહિં. તેવીજ રીતે પ્રધાન પણ રાજના સારથી રૂપ છે; જો પ્રધાન સારો હોય તો, રાજ્યતંત્ર સારૂં ચાલે. જેનું રાજ્યતંત્ર સારૂં ચાલે, તે રાજાની દુનિઆમાં પ્રસંશા થાય છે.

આ પ્રીયંગુ પ્રધાન તો કપટનું ખોળીયું હતો, તેથી તેણે પોતાનું કપટ ગુપ્ત રાખી રાજાને અંધ બનાવ્યો; અને રાજાને પોતાની મૂર્ખાઇના, કડવા ફળ ચાખવા પડયાં.

## પ્રકરણ ૧૨ મું.

આ જગતમાં મીઠું બોલનાર પ્રીય લાગે; અને કડવું બોલનાર અપ્રીયતા મેળવે; પણ જે ગુણ ગ્રાહી પુરૂષ છે, તે જ્વર નાશ કરવાના, કટુ ઔષધી રૂપ કડવાં વચન, ગ્રહણ કરે; અને મીઠાં વચનીનો ત્યાગ કરે. મીઠા વચની પરીણામે નુકસાનકારક નીવડે. કડવું એજ મીઠું એવી કહેવત છે. વાજીંત્રમાંથી પણ કડવાં તુંબડાથી મધુર સ્વર નીકળે છે.

દરેક મનુષ્યને સંગત પ્રમાણે ગુણ મળે છે કહ્યું છે કે:-

नृपतिर्नरश्च नारी तुरंग स्तंलीच शास्त्र मथ शस्त्रं ॥
चारुत्वा चारुत्वो, स्याता मेषां परायते ॥ १ ॥
वल्ली नरिंद चित्तं, वख्खाणं पाणियं च महिलाओ ॥
त्तच्छय वच्चंति सया, वच्छय धुत्तेहिं निज्जंति ॥ २ ॥

રાજા, પુરૂષ, સ્ત્રી, અસ્વ, વિણા, શસ્ત્ર અને શાસ્ત્ર, એ સાત વસ્તુઓનું સુદરપણું, અથવા હીનપણું સર્વ, પારકાના હાથમાં હોય છે. કારણ તેઓ પોતાને મેળે સુંદરતાને, અગર હીનતાને પ્રાપ્ત કરી શકતા નથી. તેઓ સંગત પ્રમાણે શોભા પામેછે.

રાજાને સુજ્ઞ અને વિદ્વાન, તેમજ સમયાનુસારી, પ્રધાન હોય તો રાજા ન્યાયી થાય, અને તે રાજાની પ્રજા, સર્વ પ્રકારે સુખી થાય. એથી ઉલટું નઠારા પ્રધાન મળવાથી, આ દ્રષ્ટાંત ના રાજા, વિશાળાપતી જેવું સમજી લેવું. એ કરતાં રાજા રાવણનું દ્રષ્ટાંત જુવો. એવા રાજાનું રાજ્ય વખણાયું નથી. અને રૈયતે લેશ સુખ મેળવ્યું નથી.

પુરૂષ (સભ્યગૃહસ્થ)ને સારા વિનયવાન, ધર્મશીલ, અને સત્ય વાચી સોબતી મળે તો, તે, તેવા ગુણ ગ્રહણ કરે; અને સત્યકર્મ શિવાય કોઇ કામમાં પ્રવેશે નહિં. જો જુગારી, ચોરટા, વ્યભિચારી, જુઠા સોબતીના પ્રસંગથી, તેમનાં જેવાં કામ કરતાં શીખે; અને પોતાના બાપ દદા તથા વડાવાઓથી, ચાલતું આવતું નામ ખુએ; અને તેમની મેળવેલી અનર્ગળ મીલકતનો, નાશ કરી, પોતાને ભીખ માગવા જેવો પ્રસંગ લાવે. પાછળથી પશ્ચાતાપ કરે; પણ નકામો. પાણી વહી ગયા પછી બાંધેલી પાળ નકામી છે, તેમ પસ્તાવો કરેલો નકામો છે.

સ્ત્રીઓને માટે પણ એજ નિયમ છે. સુસીલ અને સદાચારીણીની સંગતથી, સદાચાર અને સુશિલાવંત ગુણ પ્રાપ્ત કરે. કુટીલ વૃત્તિના પ્રસંગથી, વ્યભિચાર સેવતાં શીખે.

અશ્વ (ઘોડો) ને બચપણમાં સારા હુશિયાર, ચાબુક સ્વાર પાસે ફેરવાવ્યો હોય તો કટેવ શીખે નહિં.

વિણા (વજીંત્ર) જેને બરોબર તાલ સુરનું જ્ઞાન હોય, તેના હાથે બગડેલું આવ્યું હોય તો પણ, તેને સુધારીને તાલ સુર મેળવી વગાડે, તો લોકને મધુર લાગે. જેને સુરનું જ્ઞાન બીલકુલ નહિં હોય, તેવા પુરૂષના હાથમાં સારૂં મેળવેલું વાજીંત્ર પણ, નકામુ થઇ જાય. તેના તાર તુટે; અને ખોટું વગાડેલું લોકને અપ્રીય લાગે.

શાસ્ત્ર સારા વિદ્વાન પંડીતના વાંચન, કથનથી, લોકોને સરળતાથી બોધ લાગે.

શસ્ત્ર, જો સુરાને હાથે ચડયું હોય, તો રણસંગ્રામમાં વિજય મેળવે. કાયરના સંગથી નકામુ પડી રેહેવાના કારણથી, કાટમાં ઢંકાઇ જઇ, ઘાંસ કાપવાના દાતરડાં કરતાં નકામું થઇ જાય.

આ પ્રમાણે સોબત તેવી અસર થાય; અને ઉપર વર્ણવેલી, સાત વસ્તુઓ, પારકાના હાથમાં છે, એ વાત સીધ થાય છે. નીચની સોબતથી હીનપણું, અને ઉત્તમ પુરૂષ અગર વસ્તુની સંગતથી, ઉત્તમતા પ્રાપ્ત થાય છે; માટે સોબત કરતાં પેહેલાં, હીનપણાનો અગર ઉત્તમતાનો, પ્રથમ વિચાર કરી સોબત કરવી. જેથી પાછળથી પસ્તાવું પડે નહિં. કહ્યું છે કેઃ—

### દોહરો.

નિરખી નર રૂપાળો, ભૂલથી મોહ મીશે,<br>
ઉપર ઉપર શોભે, ઇંદ્રવર્ણાં અતિશે;<br>
દુઃખ પ્રદ ધુમમાંહી, ફોડતાં છે ફજેતી,<br>
પ્રથમ કરી પરિક્ષા, તે પછી બાંધ મૈત્રી. ૧

દિપક શગ વિલોકી, રત્ન જેવી રૂપાળી,<br>
શલભ નિકટ ઉડી, નાખતાં દેહ બાળી;<br>
કુટીલ દિપ કૃતઘ્નિ, એમ પાળે ન નિતી,<br>
પ્રથમ કરી પરિક્ષા, તે પછી બાંધ મૈત્રી. ૨

હરિણ દુરથી દેખી, ઝાંઝવા કેરૂં પાણી;
અમિત, શ્રમિત થાયે, દોડી છેટું પ્રમાણી;
પણ ન તરસ ભાંગે, પીડ પામે પછીથી,
પ્રથમ કરી પરિક્ષા, તે પછી બાંધ મૈત્રી. ૩
કદિ વગર વિચારે, મૈત્રીમાં ઝંપલાશો,
પ્રતિ દિન પસ્તાઇ, દીલમાં દૂઃખી થાશો;
ચતુર પુરૂષ ચેતો, પ્રીતની એવી રીતી,
પ્રથમ કરી પરિક્ષા, તે પછી બાંધ મૈત્રી. ૪
ગરિબ પણ ન જોવું, બાંધવી પ્રીત જ્યારે,
ગૂણ અવગૂણ શોધો, પામશો સુખ ત્યારે;
પરગજુ સહ પ્રીતી, કોદી ધારો ન ભીતી,
પ્રથમ કરી પરિક્ષા, તે પછી બાંધ મૈત્રી. ૫

અર્થ—ઉપરથી સારો, રૂપાળો જાણી ભુલ કરવી નહિં; કારણ ઇંદ્રવારૂણીના ફળ, ઉપરથી ઘણા શુશોભીત છે; પણ ફોડતાં કડવાટ એવો નીકળે છે, કે હાથને લાગ્યો હોય તો, ધોઇને થાકીએ તોપણ કડવાટ જતો નથી; માટે પ્રથમ પરિક્ષા કરી, પછી પ્રીતી બાંધવી. રત્ન જેવી સુંદર દીવાની શગ જોઇ ખુશી થવું નહિં. પતંગીઆ દીવાની શગને રત્ન સમજી તેની આસપાસ ભમે છે; અને અંતે પોતાના પ્રાણ ખુએછે. એમ દીપકરૂપ કૃતઘ્નિ, નીતીને નહિં પાળતાં ખરાબી કરેછે; માટે પ્રથમ પરિક્ષા કરીને પછી પ્રીતી બાંધવી ઠીકછે.

ઝાંઝવાનું નીર જોઇ તે દુર હશે, એમ ધારી હરણ ઘણું દોડી દોડીને થાકી જાયછે; તેનાથી પોતાની તરશ ભાંગતી નથી, પણ ઉલટુ દુઃખી થાયછે, માટે પ્રથમ પરિક્ષા કર્યા વગર, પ્રીતી બાંધવી નહિં.

હે ચતુર પૂરૂષો ચેતો કે, પ્રીતની રીત એવી છે, કે પ્રથમ પરિક્ષા કરવી, માટે વગર વિચારે ઝીંપલાવીને મીત્રાઇ કરશો નહિં; અને કરશો તો રોજ રોજ પસ્તાવું પડશે.

પ્રીત બાંધતી વખતે ગરિબ કે તવંગરનો. વિચાર કરવો નહિં; પણ ગુણ અવગુણ સોધીને પ્રીતી બાંધશો તો સુખી થશો. પરિક્ષા કર્યા પછી ગુણી અને પરગજુ સાથે, પ્રીતી બાંધવામાં જરાપણ ડરશો નહિં; પણ વગર વિચારે, વગર પરિક્ષાએ, પ્રીતી કરવી નહિ.

વળી એક અંગ્રેજ કવી કહે છે કેઃ—

Society, Friendship and Love,
Devinely bestowed upon man:
Oh! had I the wings of the dove,
Flow soon, would I meet you again.

અર્થઃ—એકત્રતા, મીત્રાઈ, અને પ્યાર, માણુસ જાતને વાસ્તેજ કુદરતે બક્ષેલા છે. અરે જો મને કબુતર જેવી પાંખ હોત તો, હું તમને કેટલો જલદી પાછો આવી મળત.

સંગત વિષેઃ— દોહારો.

ધોળું વસ્ત્ર ધુળમાં ધરો, મેલું થાય વિચારજ કરો,
મેલ મટે જો પાણી પ્રસંગ, સંગ પ્રમાણે પામે રંગ;
એક પ્રસુતાના બે પૂત્ર, એક વિરાગી તજે ઘરસુત્ર,
બીજો જોધ જગાડે જંગ, સંગ પ્રમાણે આવે રંગ.

અર્થ ખુલ્લો સમજાય છે માટે વિવેચન કર્યું નથી.

### ખરાબ સંગત. Bad Company.

Bad company, is like a nail, driven into a post, which after the first and second blow, may be drawn out, with little difficulty; but being once driven upto the head, the pincers can not take hold to draw it out, but which can only be done by the destruction of the wood.

અર્થઃ—ખરાબ સંગત રૂપી ખીલો, એક થાબલામાં થોડો વાગ્યો હોય તો, એક બે આંચકાથી થોડી મેહેનતે, કાઢી શકાય

છે; પણ જો એક વખત માથોમાથ ઠોકીદીધો હોય, તો થાંભલો ફાડીને કકડા કર્યા વગર, મોહોટી સાણુસીઓ પણ. તેને કાઢવાને અશક્ત છે. (થાંભલો ફાડવોજ પડે છે.)

હે સુજ્ઞ પુરૂષો ! તુરત વેળાની નઠારી સંગત, સેહેલાઈથી છોડી શકશો; પણ પાકુ મુળ ઘાલી બેઠેલી, ખરાબ સંગત દુર કરવી મુશ્કેલ છે. માટે ચેતીને ચાલો, અને પછી તેનો વિચાર કરો. નઠારી સંગતથી નઠારા ફળ મળશે; માટે સર્વથા દુષ્ટ લોકોથી દુર રેહેવું એ સુજ્ઞનો ધર્મ છે.

રાજાએ વગર જાણે પ્રધાનને મીત્ર કરી માન્યો; તેની ખોટી મત ઉપર ચાલ્યો, સારાસારનો વિચાર કર્યા વગર, પોતાને ઉત્પન્ન થયેલા કામરૂપી હોમમાં, તેનું અદેખાઇનું ઘી હોમાયું. તેની તેને ખબર પડી નહિં, કારણ પોતે કામાંધ બન્યો હતો.

હાલ પણ જે પુરૂષ, ખોટે માર્ગે ચાલતો હોય, તેના મતને અનુસરતી જે પુરૂષ વાત કરે, તે પુરૂષને પરમ મીત્ર માને; અને જે, તેનાથી વિરૂદ્ધ થઇ, ખરો માર્ગ બતાવે, તે દુશ્મન જેવા લાગે. તે પુરૂષને અનુમોદન આપનારાં વચનોથી, પોતાને નુકશાન થશે, તેનો ભાસ પણ થશે નહિં. જયારે દુઃખ આવી પડે ત્યારે, કડવા બોલનારનો વિચાર કરી, પોતાનાં કરેલાં કૃત્યનો પશ્ચાતાપ કરી, તેના બોલો યાદ કરે; પણ શા કામનું ?

જે પુરૂષો સારાસારનો વિચાર કરીને ચાલે છે, તે પુરૂષો જ આદિથી તે અંત સુધી સુખી થાય છે.

સરખા દુશ્મન દોસ્ત છે, વિના વિપત્તિ કાજ;<br>
તુલ ઢગલાને ટેકરા, સમિર વિના સરખાજ.

વિપત્તિ વગર દોસ્ત અને દુશ્મન ઓળખતા નથી. જેમ પવન વગર ધૂળના ઢગલા કે ટેકરા જેમના તેમજ રહે છે, અને ઓળખાતા નથી. પણ જયારે આકરા પવનના શપાટામાં ધુળના ઢગલા ઉડી જાય છે, અને પથરાના ટેકરાઓ હોય, તે તો ગમે તેટલો આકરો પવન હોય, તો પણ અડગ રહે છે.

તેમ ધુળના ઢગલા રૂપ મીત્ર નકામો છે. ટેકરા રૂપ અડગ મીત્રો દુઃખમાં ભાગ લેનારા હોય છે. ઢગલા રૂપ મીત્રો પોતાનું કામ સાધી, ખસી જનારા હોય છે. ટેકરા રૂપ ખરા મીત્રો પોતાના પ્રાણાંત સુધી, પ્રીતી નીભાવેછે. ખરા આપત્તિના સમયમાં, મદદ કરે છે. કહયું છે કેઃ—

વૃક્ષ સાથ લાગી રહી, વેલતણી જે પ્રીત,
સુકે પણ મુકે નહિં, એવી પ્રીતિની રીત.

અર્થઃ—ઝાડ સાથે વળગેલી વેલ સુકાઇ ગયા છતાં પણ ઝાડને વીંટળાયેલીજ રહીછે; તેમ ખરો મીત્ર વિપત્તિના સમયમાં છોડી જતો નથી.

કહયું છે કેઃ—

जो न मित्र दुख होहीं दुखारी,
तिन्हे विलोकत पातक भारी;
निज दुःख गिरि, रज सम करी जाना,
मित्रके दुःख रज, गिरि समाना;
कुपंथ निवारी, सुपंथ चलावा,
गून प्रगट, अवगून हि दुबारा;
देत लेत मन शंक न धरहि,
बल अनुमान सदा हित करहि
विपत्ति कालकर सतगून नेहा,
श्रतिकह सत्य मित्र गून एहा;

ઉપર કહયા પ્રમાણે મીત્ર હોય તો, આ લોકમાં જશ આપી, પર લોકનું અવિચળ સુખ પ્રાપ્ત કરાવેછે, અને પોતે પણ કરેછે;

શાસ્ત્રમાં વિદ્વાનોએ, પોતાની વિવાહિત સ્ત્રીને પણ મીત્ર રૂપ વર્ણવીછે. તે પણ એવાજ ગુણની હોય તો, મીત્ર રૂપ મનાય. નહિં તો "ચાટે ત્યાં સુધી રાટે," એમ પણ બનેછે. તેવી સ્ત્રી મીત્ર રૂપ નથી. જે સ્ત્રી પોતાના પ્રતીને આવી પડેલા દુઃખની

ભાગીએણુ થાય, તેજ પત્ની, ખરા મીત્ર રૂપ ગણાય. પોતાના પીતાને ત્યાં રાજ્યસાહેબી હોય, અને પોતાના પતીને ત્યાં સુકો રોટલો પણ, પેટ ભરીને ખાવા મળતો નહિં હોય, તોપણ સ્વપીતાની રાજ્ય સાહેબી કરતાં, સ્વપતીની દુર્બળાવસ્થા, અધિક સુખકારી માની, તેનો ત્યાગ કરે નહિં, તેજ ખરી સ્ત્રી છે. એવા ગુણ વગરની સર્વ સ્ત્રીઓ નકામી છે. તેને પત્નીનું રૂપ આપવું ખોટું છે. પત્થર રૂપ જાણવી.

જેમ રાજાનું રાજ્ય, સારા પ્રધાનથી સરળ ચાલે છે; તેમ શુશિલ, સુજ્ઞ સ્ત્રીથી ઘરની આબરૂ વધે છે.

રાજા વિશાળાપતિએ વગર વિચારે, કપટી પ્રધાનનો ભરોસો કર્યો; અને પસ્તાયો, તેમ કોઇએ પણ કરવું નહિ.

વિવાહ સમયે કુળ ખુનિયાત જોવાનો રીવાજ, ઘણા લોકોમાં હોય છે, તે વાજબી છે, કુલીન ઘરની છોકરી ભાગ્યેજ નઠારા ગુણની નીકળે. અને જે નીકળે છે તે ખરાબ સંગતથી.

હવે હરિવાહન પોતાના મનમાં વિચારવા લાગ્યો કે:–કપટી પ્રધાને રાજાને દુઃખમાં નાખ્યો, અને પોતે સુખે બેઠો રહ્યો છે, માટે તેનો કંઇ ઉપાય કરવો જરૂરનો છે.

જ્યાં સુધી એ દુષ્ટ દુર્બુદ્ધિ જીવતો હશે, ત્યાં સુધી આટલેથી સમજી, પોતાની પ્રકૃતિ છોડશે નહિં. રાજા વિષયી અને કાચાકાનનો છે, માટે ફરીથી નવી યુકિત રચી, આડું અવળું સમજાવી, મને દુઃખમાં નાંખશે. હું માન્યવર થાઉં, એ તેનાથી દેખી ખમાશે નહિં. મને સુખે રેહેવા દેશે નહિં; માટે એ અન્યાયીને હણવો યોગ્ય છે. એને સજા મળી નથી, ત્યાં સુધી એને કાંઈ પણ સમજ પડી નથી. તેને શિક્ષાએ પોહોંચાડવોજ જોઈએ. એને દેહાંત દંડની શીક્ષા જરૂરની છે. એ જીવતો રહેલો નકામો છે. એના પ્રપંચ ઉપર, પ્રપંચ રચવો એમાં દોષ નથી. એણે બે વખત મને મારવાનો પ્રપંચ રચ્યો. હું માહારા ધર્મના પ્રભાવે જીવ્યો, નહિં તો કયારનો કયાંએ રવડી રઝળી મુંઓ હોત.

કહ્યું છે કેઃ—દુષ્ટને દમવો, અને સજ્જનની પ્રતિપાલના કરવી, એ ન્યાયનો માર્ગ છે. એ કપટી પ્રધાનનો નિગ્રહ કરવા, કાંઇ કપટ રૂપ રચના રચું. કપટીને કપટથી હાર ખવડાવી તેના પ્રાણની હત્યાનો દોષ ગણવો વ્યાજબી નથી. દોષ તો લાગે ખરો, પણ જ્યાં સુધી નઠારાનો તથા દ્વેષીનો ઉદય હોય, ત્યાં સુધી સજ્જન દુઃખી હોય છે.

કહ્યુંછે કેઃ—

पजंतिते मूढधियः पराभवं भवंतिमाया विषुये नमायिनः
प्राविश्य निघ्नंति सठास्तथा विधा नसंवृताङ्गान्शिता इवषव ॥१॥

જે પુરૂષો કપટી સાથે કપટ કરતા નથી, તે મુર્ખબુધ્ધિના ધણી, પરાભવ પામેછે. અને તે કપટી પુરૂષ સજ્જનનાં હૃદયમાં પેસીને, તેને હણેછે.

જેમ તીક્ષણબાણ, જેણે બખતર પેહેર્યું નથી, એવા પુરૂષ ના હૃદયમાં પ્રવેશીને, તેનો પ્રાણ હરે છે; તેમ કપટીના કપટરૂપ તીક્ષણબાણ, બખતરરૂપ કપટ વગરના પુરૂષમાં પેસી, તેને ખરાબી કરેછે. માટે શું પ્રપંચ રચવો તેનો વિચાર કરૂં.

એક માણસથી બરોબર ગોઠવણ થાય નહિ, ત્યારે બીજાની મદદ લેવી પડેછે. તેથી ચાર કાનથી થયેલો વિચાર, પ્રશંસવા યોગ્ય છે, એમ કેહેવાયછે. અને જો તેથી પણ બરોબર નહિં બંધ બેસે, તો ત્રીજાની જરૂરછે. તેમ છ કાનેથી થયેલો વિચાર વધારે પ્રશંષનીયછે, અને તાતકાળ ગુણદાયીછે. માટે માહારી સાથે બીજા પૂરૂષની જરૂરછે. અહિં માહારી પાસે બીજો કોઇ પૂરૂષ મને માહરા ભરોસાનો નથી. પાકા અને અનુભવી માણસની જરૂરછે. હોશિયાર અનુભવીને પુછયાથી ઝટ રસ્તો મળેછે. વગર અનુભવવાળાને પૂછયાથી અવળો માર્ગ હાથ ચઢેછે; અને તેથી પસ્તાવું પડેછે. કેહેવત છે કે કરવું મનનું, પણ પૂછવું ખરૂં. તે પ્રમાણે ખાસ જરૂરછે. અરે! માહરે બીજાને પુછવાની કાંઈ

અગત્ય નથી. માહરો સાહ્યક દેવતા સમર્થ છે, તેને પુછવાથી પાર મળશે. અને બહારના કોઇના જાણ્યામાં આવશે નહિં. બીજાના જાણ્યાથી વાત પુટવા સંભવછે. કાર્ય કઠણછે. ગુપ્ત રાખવા જેવું છે.

એમ ધારી વિચાર કરવા સમુદ્રાધિષ્ટીતદેવનું તેણે ધ્યાન ધર્યું. ધ્યાન ધરતાં તુરતજ દેવતા વચને આકર્ષાયલો, આવીને હાજર થયો. દેવતાએ યાદ કરવાનું કારણ પૂછયું. બોલ ઝટ, "તાહારે શું કામ પડયું છે? તાહરૂં કામ કરવા હું વચનથી બંધાયોછું."

હરિવાહન હાથ જોડીને, તેની સામો ઉભો રહી કહેવા લાગ્યો:- હે દેવ! આપ કાંઇ અજાણ નથી; છતાં આ સેવકને પુછોછો તો કહુંછું, "કે રાજાએ મને, યમરાજાને આમંત્રણ કરવા મોકલ્યો, તે આપ જાણોછો. આપની સાહાયતાથી, હું ધગધગતા અગ્નિ-માંથી બચ્યો. દુષ્ટ બુદ્ધિ પ્રધાનના ઉશકેરવાથી, રાજા માહરી સ્ત્રીઓને છળકપટ કરી પોતાને ઘેર લઇ જવા, આજે આવ્યો હતો. માહરી સુજ્ઞ સ્ત્રીઓએ, તે પાપીને યોગ્ય શિક્ષાએ પોંહો-ચાડયો છે. હવે ત્યાં હાજર થઇ યમરાજાને આમત્રણ કર્યું છે; એવી ખાત્રી કરી આપી, દુષ્ટ પ્રધાનને શિક્ષા દેવી છે. ત્યાં કેવી રીતે જવું, શું જવાબ આપવો, અને દુષ્ટનો કેવી રીતે નિગ્રહ કરવો; એ પુછવાનુંછે. આપના વગર એ કામ પાર પડે એવું નથી. આપ જે પ્રમાણે કેહશો તે પ્રમાણે કરવા તૈયાર છું."

સમુદ્રાધિષ્ટીત દેવતા—"હે હરિવાહન! સાંભળ, પ્રભાતે સુર્યોદય આગમચ, કોઇ જાણે નહિ તેવી રીતે, આપણે બન્ને જણા, સ્મસાન ભુમી જ્યાં તને ચિતા રચી, બાળી ભસ્મ કર્યો હતો, ત્યાં જઇશું; તને હું દિવ્ય વસ્ત્ર ધારણ કરાવીશ, હું પણ વસ્ત્ર ધારણ કરી, યમરાજાના છડીદારનું રૂપ ધરીશ. આ પ્રમાણે વેશ ધારણ કરી આપણે બન્ને જણા, સુર્ય ઉદય થતાંજ નગ્ર તરફ આવવા નીકળીશું. માર્ગે કોઈપણ માણસ સાથે એક અક્ષર ઉ-ચ્ચારવો નહિં. આપણે સીધા રાજ્યમેહેલે જવું; અને એકદમ રાજા આગળ જઇ પોહોંચવુ, ત્યાં રાજાના પુછવાથી યમરાજાની

કચેરીનું વર્ણન શાસ્ત્રમાં વર્ણવ્યું છે, તેવું યથાસ્થીત વાકય ચાતુરીથો નજરે જોયું હોય એમ કહી બતાવજે. ત્યાં યમરાજા તમને બોલાવે છે એમ કહેજે, માહારા તરફ ફરીને બતાવ જે કે આપને બોલાવવા, યમરાજાએ પોતાના આ છડીદારને મોકલ્યો છે. હું તે વખતે હા કહીશ. જેવી રીતે તને બાળી ભસ્મ કર્યાનો ઠરાવ કર્યો હતો, તેવી ચિતા રચી, તેમાં દુષ્ટબુદ્ધિ પ્રધાનને બાળવાની યુકિત મન માનતી રચજે. જેથી દુષ્ટનો નાશ થશે."

એ પ્રમાણે મનસુબો ધારી, દેવતા સાથે હરિવાહન સ્મસાન ભૂમિપર જવા વસ્ત્રાલંકાર ધારણ કરવા લાગ્યો.

દેવતાએ હરિવાહનનું તેજ, પોતાની વિદ્યાબળે વધાર્યું. દિવ્ય વસ્ત્રાલંકાર ધારણ કરાવ્યાં. આ વખતે હરિવાહન પ્રત્યક્ષ ઇંદ્ર સરખો થયો. દેવતાએ ભયંકર રૂપ ધારણ કર્યું. સ્યામંવસ્ત્ર પહેર્યા હાથમાં કાળા રંગની છડી પકડી. ખરેખરો છડીદાર જેવો બન્યો મુદગર તથા ભાલો સાથે રાખ્યાં; અને યમરાજાનો છડીદાર બન્યો.

આ પ્રમાણે વેષ કરીને તેઓ બન્ને પાછલી રાત્રીના સમયમાં તેઓ બન્નેજણા સ્મશાન ભુમી તરફ ચાલ્યા. તેઓ ત્યાં જઇ થોડો વખત બેઠા એટલે સુર્યદેવે, પોતાના તેજસ્વી કીરણો પૃથ્વિ-ઉપર પ્રસારવા માંડયાં. આજુ બાજુ પક્ષીઓના, મધુર સ્વરો સંભળાતા હતા. મયુરો (મોર) ટૌકા કરી રહ્યા હતા. ચલીઆં ચીંચી અવાજ કરતાં આમ તેમ ઉડતાં હતાં. સુગંધી મય શીતળવાયુ વાતો હતો. સ્ત્રીઓ પનઘટ ઉપર પાણી ભરવા આવતી હતી. એવા આણંદદાયી સમયમાં, તેઓ બંન્ને જણ સ્મશાન ભુમીપર બેઠા બેઠા, આ ચમતકારી દેખાવના દર્શન કરતા હતા.

એક તરફ સમર્થ સુર્યના કોમળ કીરણોનું તેજ, અને બીજી તરફ હરિવાહનનું તેજ, અને વળી દૈવીક વસ્ત્રાભુષણ ધારણ કર્યં હતાં, તેથી એ બે તેજથી જાણે બે સુર્યનો ઉદય થયો હોય, એમ લાગતું હતું. આજુ બાજુથી જતા આવતા લોકો, આ અલૌકીક દેખાવ જોઈ વિસ્મય પામતા હતાં. તેઓ હરિવાહન

ઉપર સુર્યના કોમળ કીરણો પડયાથી, અતિ વધી ગયેલા તેજને લીધે, તેના સામુ જોઈ શકતા નહોતા. તેઓ પ્રથમ તેને સામે રહીને ઓળખી શકયા નહિં. પણ જ્યારે તેઓએ બાજુએથી નજર કરી ત્યારે, તેમના મનને હરિવાહનની ઓળખાણ થઇ. તેઓ હરિવાહનને પ્રત્યક્ષ દેવ કહેવા લાગ્યા. હરિવાહનના તેજથી તેમની આંખોમાં પાણી ભરાઇ આવતાં હતાં; તેથી તેઓ બાજુ પર રહી, તેનાં દેવની પેઠે દર્શન કરવા લાગ્યા: અને પ્રશંસા કરવા લાગ્યા.

આ પ્રમાણે ચમતકારી દેખાવ સાથે, હરિવાહન યમ-રાજાના છડીદાર સહીત, નગ્ર તરફ ચાલવા લાગ્યો. તેને જોઇ નગરજનો અતિ આલ્હાદ પામ્યાં; અને હરિવાહનને હરિના રૂપની ઉપમા આપવા લાગ્યા. પ્રભાતમાં પ્રત્યક્ષ દેવ પણે દર્શન કરી પોતાના આત્માને કૃતાર્થ માનવા લાગ્યા.

તેઓ હે દેવ ! હે દેવ ! કહી બોલાવવા લાગ્યા, પણ તે કોઇને જવાબ આપ્યા વગર, સીધો રાજ્યસભા તરફ ચાલ્યો.

દરબારમાં પ્રવેશતાં તેણે યમરાજાના છડીદાર સહીત, રાજાને અતિ હર્ષભેર પ્રણામ કર્યો. રાજા તે સમયે પોતાને રાત્રીએ પડેલું દુઃખ કેહેવા, પ્રીયંગુ પ્રધાનને બોલાવીને કચેરીમાં બેઠો હતો. બીજા સામંતો પણ આવ્યા હતાં, એવું હમે આગળ લખી ગયાં છે, તેની વચ્ચે હરિવાહન રાજાની સામે, બે હાથ જોડી ઉભો રહ્યો.

હરિવાહનને અદભૂત ચમતકારી રૂપે પુનઃ સજીવન થઈ, દરબારમાં આવીને ઉભેલો જોઇ, રાજા તથા સર્વ સભાસદો ખુશી થયા; અને તે બળી મુવો છતાં પુનઃ સજીવન થયો, તેથી તેના ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યા.

રાજા પોતાના અંતઃકરણથી, પોતાનાં કૃત્યને નિંદવા લાગ્યો. પોતાના અંતરમાં ખેદ પામતાં, રાજાએ આંચકો ખાઇ, શીરમીંદો પડી, હરિવાહનને વૃતાંત પૂછવા જીજ્ઞાસા જણાવી.

રાજા—હે બળીષ્ઠ પ્રતાપી હરિવાહન! અહીંથી બળીને ખાખ થયા પછી, તને શું શું બનાવ બન્યા, શું શું જોવામાં આવ્યું, તે પુર્ણપણે કહે. અને આ તાહારી સાથે આ બીજો પુરૂષ કોણ છે?

હરિવાહન—હે રાજા! સર્વના દેખતાં બળી ભસ્મ થયો પછી, યમરાજાના દૂતો, માહારા આત્માને, યમરાજાના દરબારમાં લઇ જઇ, યમરાજાના આગળ ખડો કર્યો. પુર્ણ કૃપાળુ યમ રાજાએ, મને નવીન ખોળીઉ ધારણ કરાવ્યું; અને મને સવાલ પુછવા માંડયા.

યમરાજા—હે મનુષ્ય! તું જીવતો બળી મરી, અહિં શા માટે આવ્યો? આ સ્થાન આયુષ પુર્ણ કરી મરેલા જીવોને આવવાનું છે.

હરિવાહન—હે પુર્ણ કૃપાળુ યમરાજા, હું આપને લગ્ન મહોત્સવમાં પધારવા, આમંત્રણ આપવા આવ્યો છું. માનસિક દેહથી આપની પાસે આવી શકાય નહિં, તેથી જીવતા બળવું પડયું.

યમરાજા—કોના વિવાહ મહોત્સવનું આમંત્રણ!

હરિવાહન—રાજા વિશાળાપતીની પુત્રીનો વીવાહ મહોત્સના આમંત્રણ અર્થે.

વિશાળાપતીનું નામ સાંભળતાં, યમરાજા ચકીત થયા, અને મને પુછયું, કઇ નગ્રીનો રાજા વિશાળાપતીછે? મને યાદ નથી. અને તું કોણ છે?

હરિવાહન—પૂર્વ દિશામાં ગંગા નદીને કાંઠે આવેલા, રત્નપુરનો રાજા વિશાળપતી. અને હું તેમનો સેવક છું.

"રત્નપૂરનું નામ સાંભળતાં, યળરાજા, વિચારમાં પડયા. થોડો વખત વિચાર કર્યાં પછી, સાનંદાશ્ચર્યથી બોલ્યાઃ—હે મનુષ્ય તે તો મારો પરમસ્નેહી મીત્ર છે. હાલ તેનું રાજ્ય કેમ ચાલે છે?

સર્વ કુટુંબ પરીવાર સાથે રાજાને કુશળ છે? તાહરો રાજા મને અતિ પ્રીય છે.

એટલું બોલી યમરાજાએ સાનંદ વદને, પોતાના ખાસ દુતોને બોલાવી, મને સોંપ્યો. અને કહ્યું કે આ અતિથીની, બરોબર બરદાસ રાખજો. એ માહારા પરમસ્નેહી મીત્રનો સેવક છે. એને આપણા દરબારની સર્વ વસ્તુઓ, તથા પરમાધામીકોની કચેરી, વગેરે સ્થળોના દર્શન કરાવજો, કોઇપણ જગ્યા બતાવવી બાકી રાખશો નહિં."

"યમરાજાની આજ્ઞાથી દૂતો મને, તેના મહેલમાં લઇ ગયા. માહારી અતિ અનોપમ પરોણા ચાકરી કરી. જાતજાતના મેવા, પકવાન વિગેરે સર્વ સામગ્રી, માહારા આગળ મુકી. નજરે જોવાથોજ તૃપ્તી વળી, તો ખાવાથી જે આણંદ મને થયો, તેનું વર્ણન કરવા, હું અસમર્થ છું.

ભોજન કર્યા પછી સેવકોએ મને, સ્થળોનાં દર્શન કરાવવા માંડયાં. પ્રથમ તેજ મેહેલની, અગોચર એવી જાત જાતની ઋદ્ધિ દેખાડી. કાંઇ હું જોઉં અને કાંઇક નહિં જોઉં; કારણ એક જોઉં તો બીજી ભુલુ, બીજી જોતાં ત્રીજી ભુલું ત્રીજી પછી ચોથી, એમ અનુક્રમે જોતાં જોતાં હું થાકયો, અને દીગમૂઢ બન્યો. યમરાજાના મેહેલની વસ્તુઓ જોયા પછી, બીજા સ્થળોના દર્શન કર્યાં, ત્યાંની અનેક વસ્તુઓ જોતાં માહારા મનોવિકાર શાન્ત થયા; તેથી યમરાજાએ આપેલા રૂપ કરતાં, અધિક રૂપ થયું. જે રૂપે હું આપના સમક્ષ ઉભો છું."

"એક કષ્ટ અને બીજું સત્ય, અને વળી સ્વામિ ભક્તિ, એથી શું દુર્લભ્ય હોય? સત્યવંતના કષ્ટથી સંતુષ્ટ થયેલા દેવોથી, સતીઆઓને મનવાંછીત કેમ નહિં થાય? થાયજ."

હવે યમરાજાની નગ્રીનું વર્ણન સાંભળો.

હે રાજા! અહંકારે કરીને ઇંદ્રપુરીને જીતે, એવી સંયમની

નામે યમરાજાની નગરી છે, ત્યાં ધર્મરાજા રાજ્ય કરે છે, તે નગ્રમાં પુન્યવંત લોકો વસે છે. તેજસી એવા નામની શુભકારી તેમની સભા છે. તે સભામાં તામ્રચુડ નામે દંડધર છે. તેણે પોતાના ચાર હાથમાં લેખણુ, શાહી, અને પુસ્તક ધારણુ કર્યાં છે. ઇંદ્રાદિક સકળ દેવો પણ તે ધર્મરાજાની, સેવામાં સાવધાન રહે છે. બ્રહ્મા, વિષ્નુ અને મહેશ પણુ, યમરાજાને સંતુષ્ટ રાખવાને ઘણું કષ્ટ સહન કરે છે. પરમ યોગેંદ્ર સરખા પણ એની બ્હીકથી યોગાભ્યાસને ભજે છે. ત્રણે લોક તેનો વનની પેરે સત્કાર કરે છે. માઠા અંધકારનો નાશ કરનાર સુર્ય, તેનો પીતા છે, સંજ્ઞાવંત જે, જીવોમાં મુખ્ય એવી સંજ્ઞાવંતી નામે, તેમની માતા છે. શનિશ્ચર નામનો તેમનો ભાઇ છે, જે વજ્રની પેઠે, જગતને વિષે અતિ દુઃસહ છે. સ્યામવર્ણ છતાં પણ, ભૂલોકને પવિત્ર કરનારી, એવી યમુના નામની, તેમની બેહેન છે. સર્વને ક્લેશ કારી, ધૂમ્રમૂખી એવી, ધૂપોર્ણા નામે, તેની પટરાણી છે. મરણ પામેલાને ઉપાડવાને ઉત્તમ, અને ધિર પુરૂષોને બંધને વિષે યોગ્ય, (એટલે જગતમાં જેને ઠાઠડી કહે છે) તે તેનુ વાહન છે. ત્રણ જગતના લોકો જેને ઘણો આદર આપે છે, એવો વૈધૂત એવે નામે, તેનો પરોલીઓ છે. ચંડ અને મહાચંડ એવે નામે, તેના બે દાસ છે. ચિત્રગુપ્ત નામે તેનો લેખક છે. જે ત્રણ લોકના જનનું રૂડું તથા માઠું કર્મ, બેઠાબેઠો લખે છે. એવી ઋદ્ધિનો ધણી યમ રાજા, તુઠયો તો કલ્પવૃક્ષ સમાન છે. તે રૂઠયો તો યમ તે યમજ છે, એમ લોકો કહે છે. સત્યવંત શિલધારી, વ્રત નિયમના પાળનારા, સદ્ ધર્મના શ્રધાળુ, એવા પુરૂષો ઉપર જતે તુષ્ટમાન છે.

કહ્યું છે કેઃ—

यस्मिनरुष्टेभयंनास्ति, तुष्टेनास्तिधनागमः ॥

निग्रहानुग्रहोनास्ति, सजाताकिंकरिष्यतिः ॥ १ ॥

જેના રૂઠયાથી ભય પણ નથી, અને જેના તુઠયાથી ધનની આવક નથી, જેને નિગ્રહ અને અનુગ્રહ, એ બેમાનું એકે નથી, તો તે ઉત્પન્ન થઇને શું કરશે? તેનાથી કાંઇજ થાય નહિં.

યમરાજાની આવી ઋધ્ધિ દેખીને, મેં માહારી જીંદગીને તથા દ્રષ્ટીને સફળ કરી માની. લોક કહે છે કે ઘણું જીવીએ તો ઘણું જોવાનું મળે; એ વાત સત્ય છે.

રાજા આ પ્રમાણે હરિવાહનને મોઢેથી વૃતાંત સાંભળી, આશ્ચર્ય પામ્યો. અને વધારે પુછવાની ઇચ્છા જણાવી.

રાજા—હે હરિવાહન! તેં ત્યાં એ વગર બીજું શું જોયું. એ તો. યમરાજાના કુટુંબનું વર્ણન કર્યું. તેઓ શું કામ કરે છે? તેનું તો વર્ણન કર્યું નહિ. તેમનાં કામ તાહરા જોવામાં આવ્યાં છે? જો જોયાં હોય તો યથાર્થ વર્ણવ. માત્ર સાંભળીને કૃતાર્થ થાઉં.

હરિવાહન—હે રાજા! માહારા જોવામાં કાંઇ બાકી રહ્યું નથી; પણ તે વર્ણન યથાસ્થીત કરવું અતિ કઠણ છે. એ વિવેચન કરતાં વર્ષોનાં વર્ષો વિતે, તોપણ પુરૂ થાય એમ નથી.

રાજા—હે સત્ય વાચ! ટુંકમાં થોડું કહી બતાવ.

હરિવાહન—હે રાજા! એક ચિત્ત થઇને સાંભળો, જેટલું યાદ છે તેટલું કહું છું.

હે રાજા! પ્રથમ પાપી જીવોને થતી શિક્ષાનું વર્ણન સાંભળો. પાપી જીવો મરણ પામ્યા પછી, દૂતો તે જીવોને યમરાજાપાસે લઈ જાય છે. યમરાજા ચીત્રગૂપ્ત પાસેથી તેનો વૃતાંત જાણે છે. તેના કૃત્ય પ્રમાણે સાત નર્કમાંથી, જેનો અધિકારી હોય ત્યાં લઇ જવા ફરમાવે છે.

અધિકાર પ્રમાણેના નર્કસ્થાનમાં મુકયા બાદ, ત્યાં દુતો શિક્ષા આપે છે. દૂતો અનેક રૂપોના છે. કોઇક ગૌમૂખી. કોઇ હરિણમૂખા, અજામૂખા, સ્વાનમૂખા, વ્યાઘ્રમૂખા, રીંછમૂખા,

લાંબી ચાંચવાળા, તીક્ષ્ણ નખવાળા, ગર્ધવમૂખા, અસ્વમૂખા, ચંડ, ગીધ, કાગ, સમડી એવા અનેક પ્રકારની આકૃતિવાળા, માહાવિક્રાળ સર્પ જેવા, એમ અનેક આકૃતિના છે; તેઓ દરેક નર્કે વેંહેચાઇ ગયેલા છે. દરેક નર્કમાં ઘણા ઘણા દતો છે. કુલ શંખ્યાનો પાર નથી, તેમજ કુલ આકૃતિનો પણ પાર નથી.

યમરાજાની આજ્ઞાથી દૂતો, કેટલાકને મુદગરનો માર મારે છે, આરપાર ભાલાઓની તીક્ષણ અણીથી, વીંધી નાંખે છે. કરવતથી વેહેરીને બે ભાગ કરે છે. ખીચડાની માફક રાંધે છે. માહા પ્રચંડ સર્પો, વીંછીઓ, ધીમેલો, કીડીઓ, મંકોડાઓ બઝાડે છે. લાંબી લાંબી ચાંચવાળા પક્ષિઓ માંસ તોડે છે. પૃથ્વિમાં પછાડે છે, ખાંડણીઆથી ખાંડણીમાં નાખી ક્ષુંદે છે. કુહાડાથી છેદે છે. તપાવી રક્ત કરેલા સ્થંભે વળગાવે છે, છાશની પરેવલોવે છે. વિક્રાળ રૂપે બ્હીવડાવે છે. લોઢાની સાંકળોનો માર મારે છે. કંઇકનાં શરીરમાંથી રક્તનો પ્રવહ ચાલ્યો જાય છે. ધગધગતા અંગારાની પૃથ્વિપર ચલાવે છે. રક્ત પરૂની નદીમાં વહેવડાવે છે. મુસ્કેબાંધી યમરાજાની પસે માર મારતા વારંવાર લઇ જાય છે. નાક, કાન છેદાય છે. ત્યાં અનેક પ્રકારના જીવો ચીસાચીસ પાડે છે. દૂતો પણ બુંબારવ ગર્જનાથી તાડન કરી રહ્યા છે. નર્કના જીવો બૂમ પાડીને કહે છે કે ક્ષણીક સુખને મોટું કરી માન્યુ, તેના આ ફળ મળ્યા છે. હવેથી આ દુઃખમાંથી છુટકો થાય, ત્યાર પછી આ વેદના સહન કરવી પડે, એવુ આચરણ કદી ચાલીશું નહિં. આ દુખમાંથી કોઈ છોડાવો, એવો પોકાર કરે છે. પણ ત્યાં તેમની દયા કરનાર કોઇ નથી. ઉલટા દૂતો માર મારે છે. મારતાં મારતાં બેભાન કરી નાખે છે. થોડા વખત પછી પાછો સુધ્ધીમાં આવે કે પુનઃમારવા માંડે છે. એમ અનેક પ્રકારની જીવોને વેદના સહન કરવી પડે છે. પરમા ધાર્મીકોને લેશ માત્ર દયા ઉત્પન્ન થતી નથી. સ્ત્રી પુરૂષોના જોડાંઓને અનેક જાતની

વીટંબણા પાડવામાં આવે છે. લેશ માત્ર પણ નર્કમાં જીવને સુખની પ્રાપ્તી નથી. એવી એવી ભયંકર શિક્ષા માહારા જોવામાં આવી, કે જેનું વર્ણન માહારાથી થઇ શકતું નથી. યાદ કરૂં છું તો કમકમાટ ઉપજાવે છે. જીવોના ઉપર પડતાં દુખો જોઇ માહારા મન સાથે મેં નિશ્ચય કર્યો કેઃ—આવા પ્રકારની વેદના સહન કરવા કરતાં, એ વેદના ઉર્પાજીક કૃત્ય આચરવું નહીં. પાપકર્મથી બચવું એ મનુષ્ય જીવનનું સાર્થક છે. જ્યારે જીવ પોતાનું કર્તવ્ય ભૂલી, રાગ દ્વેશ, મોહાદીક અનેક પર વસ્તુઓ પોતાની કરી માને છે, તેથી આ પ્રકારના અસહ્ય કષ્ટ વેઠવાં પડે છે.

હે રાજા ! સપ્ત નારકીમાં જીવો ઉપર, અસંખ્યાત અસહ્ય દુઃખો પડે છે. એ દુઃખોનું કથન માહરા જેવા માણસથી થવું અશકય છે. લેશ માત્ર કથન કર્યું છે. એ દુઃખો સાંભળી રાજા પોતાના હૃદયમાં ત્રાસ પામ્યો; અને આશ્ચર્ય પામી પુછવા લાગ્યો.

રાજા—હે સુભાગી ! તેં તાહારા આત્માને કૃતાર્થ કર્યો. તાહારાં નેત્રો પવિત્ર કર્યાં. પણ માહરા ઉપર કૃપા કરી કહો, કે કઇ જાતના પાપ કરવાથી, આ પ્રકારના દુઃખ સહન કરવાં પડે છે. તે પાપકર્મની તમને ખબર હોય તો વર્ણવો. હું સાંભળીને કૃતાર્થતા પામું.

હરિવાહન—મને પુરેપુરી માહીતી નથી. પુરેપુરી હકીકત ગરૂડપુરાણમાં સવીસ્તર વર્ણવી છે. અહિં તે પુર્ણ વર્ણવવાનો અવકાશ નથી. સક્ષિપ્ત માત્ર કહું છું.

ચોરી, દ્રોહ, જુઠ, વ્યભીચાર સેવવો, હત્યા ચાર પ્રકારની કહી છે તે, કોઇને જુઠું આળ ચઢાવવું, ખોટો દંભ, નઠારા વ્યસનનું સેવન, શાસ્ત્રે કથેલા અભક્ષ પદાર્થનું ખાવું, ગુરૂપુત્રી અથવા પત્નીનું ગમન કરવું, ગુરૂની નીંદા કરવી, પ્રાણી પર વૈર ભાવ, જાતે પંડીત થઇ શાસ્ત્રને જુદાં કરી, પોતાના વચન મનાવવા, પુજ્ય ગુણ નહિં છતાં પુજાવું, દાન સતપાત્રને આપવું

નહિં. દાન આપતાં અટકાવ કરવો, પારકા ધનની ઇચ્છા, (લોભ) પરસ્ત્રી આશક (કામ) વૈરભાવ (ક્રોધ) મોહ, મદ, મત્સર આદિ અનેક પાપ કર્મ શાસ્ત્રમાં વર્ણવ્યાં છે તે પાપ કર્મો કરવાથી, નર્કાદિક દુઃખ ભોગવવાં પડે છે.

રાજા—હે માહાભાગ્ય! આ વિષય માહારા જાણવામાં આવ્યાથી, મને બહુ પશ્ચાતાપ થાય છે. પણ પુન્યવંતને કેવા પ્રકારનું સુખ હશે?

હરિવાહન—હે માહારાજા! પુન્યવંત પ્રાણીને તો, અહિં સુખ ભોગવે છે, તે કરતાં પણ લક્ષાલક્ષ ઘણું સુખ કરતાં પણ અધિકાધિક ભોગવે છે. એ સુખનું કથન કરવા, આ માનસીક દેહ નિર્ગત્ય છે. કારણ તેઓ ધર્મરાજાના રાજ્યના ભોગી છે; ત્યાંની સુખ સાહેબીનો પાર નથી.

---

## પ્રકરણ ૧૩ મું.

રાજા—યમરાજાએ આમંત્રણ સ્વીકાર્યું કે નહિં?

હરિવાહન—હે રાજન! ઘણી યુક્તિથી અપના તરફથી નીમંત્રણ કર્યું. યમરાજાએ મને સ્નેહયુક્ત વચનથી જવાબ આપ્યો કેઃ-તહારા રાજાનો અતિ આદર છે, તો માહરે ત્યાં આવવું જરૂરનું છે; પણ હું આ અતિ કામના બોજાને લીધે, ક્યાંએ જઇ શકતો નથી. તાહારો રાજા માહારો પરમ સ્નેહી મીત્ર છે. મને તે અતિ પ્રિય છે. હું તેને માહારો ગણું છું. તેમજ એ પણ માહારો ખપી છે. જો તે એક વખત પોતાના સ્વજન પરિવાર સહિત અહિં આવે તો, હું તેની ભક્તિ કરૂં એવી મને હોંસ છે. માહારા મીત્રને માહારા વારંવાર પ્રણામ કહેજો; અને તેને જરૂર એક વખત અહિં મોકલજો.

આ પ્રમાણે અત્યાગ્રહ કર્યો ત્યારે, મેં આપને મોકલવાની હા કહી, પછી માહારાપર અતિ સંતુષ્ટ થઇ, મને દિવ્ય વસ્ત્રાલંકાર આપ્યાં; અને દિવ્ય રૂપની દેવાંગનાઓ પરણાવવાનો આગ્રહ કર્યો. મેં દેવાંગના અંગીકાર કરવા ઇનકાર કર્યો. છેવટે મને એક પણ દેવાંગના ગૃહણ કરવા, આગ્રહ કર્યો; પણ એકનો પણ અંગીકાર કરવા મેં અનાદર જણાવ્યો.

મેં અતિ નમૃતાથી કહ્યું:—હે કૃપાળુ યમરાજ! હું માહારા સ્વામિનો સેવક છું. હું વિવાહ મહોત્સવનું આમંત્રણ આપવા આવ્યો છું. કન્યાનું પાણી ગૃહણ કરવું, માહારૂં કામ નથી. આપ આ દિવ્ય રૂપવાન દેવાંગનાઓ, રાજા તથા પ્રધાનને આપજો. મને સંતોષ છે. આ કન્યાઓ તેમના યોગ્ય છે. માહારા જેવાને છાજે નહિં.

શત્રુએ કરેલા બંધનમાં, વધમાં, યુદ્ધમાં, કોટ જીતવામાં, ઘરમાં, ઓત્સવમાં, જ્યાં જ્યાં સેવક કષ્ટ તથા સુખ ભોગવે, તેનું સર્વ ફળ સ્વામિને હોય છે; એ પ્રમાણે માહારી સ્વામિ ભક્તિ જોઇ, યમરાજા હસ્તે વદને બોલ્યા કે:-ધન્ય છે તારા જેવા સેવકને. તાહારા જેવો નિતિજ્ઞ સેવક જેને મળ્યો, તેને અતિ ધન્ય છે. તું અહિંથી જઇ ઉતાવળો રાજા, પ્રમુખ વિગેરેને મોકલજે. પછી મને ઘણા આદર સતકાર સહિત વિદાય કર્યો. તમને તેડવા અને મને માર્ગ બતાવવા, તેમજ આપના અતિ માનને ખાતર, પોતાના વૈધૂત નામના છડીદારને, માહારી સાથે મોકલ્યો છે. આપ એ છડીદાર સાથે જલદી સીધાવો. આપને ત્યાં જવું ઘણું અગત્યનું છે. આપ ત્યાં સીધાવશો, એટલે નજરે નજર સમ નાકરી, ધર્મરાજાની કચેરી, યમ લોકનો દરબાર જોશો; અને આપને પુરેપુરી ખાત્રી થશે. આપની જીંદગી સફળ થશે.

વૈધૂત છડીદારે પોતાનું માથું ધુણાવી, કહ્યું:-હે માહારાજ! હરિવાહનનું કહેવું સત્ય છે, આપ સીઘ્ર તૈયાર થાઓ. હમારા માહારાજા આપની વાટ જોતા હશે.

હરિવાહન—હે રાજા ! આ પ્રમાણે દર્શન કરી, યમરાજાની આજ્ઞા લઇ હું આપની સમક્ષ બારોબાર ચાલ્યો આવ્યો છું. હવે આપની ઈચ્છાને આધીન વર્તો.

આ બનાવટી યોજના, સર્વ દરબારીઓ તથા રાજાને, સત્ય લાગી. આ વાતમાં લેશમાત્ર પણ શંશય થયો નહિં. છડીદારને જોઈ માહાધુર્ત પ્રધાન પ્રીયંગુ તો, સત્ય માનવાં શંકા લાવી શકયો નહિં, એટલુંજ નહિં પણ દેવની પેઠે, હરિવાહનને માનવા લાગ્યો.

દેવની માયા અકળ છે, તેથીજ સર્વ સત્ય માનતા હતા. અને અતિ યુક્ત એ પ્રપંચ રચ્યો હતો, તેથી શંકા રહીત બન્યા.

રાજા પ્રધાનાદિ ઘણા લોકો, યમરાજાને ત્યાં જવા તૈયાર થયા. સર્વ યમરાજાનું નામ સાંભળી ત્રાસ પામે, તો દર્શનની ઇચ્છા તો કોઇજ કરે નહિં, એ જગત જાહેર છે. આ સમયે સર્વને કૌતુક જોવાની ઈચ્છા થઇ, તેથી સર્વને યમરાજાનું નામ, અતિ પ્રીય લાગ્યું.

લોભીઆ પ્રાણી શું ન કરી શકે ? જુવો લોભની રાજ્ય-ધાની કેવી પ્રબળ છે? જેનું નામ સાંભળતાં છતાં ત્રાસે, તે છતાં ત્યાં જવા તૈયાર થયા. કહેવત છે કેઃ-જ્યાં લોભીઆ વશે ત્યાં ધૂતારા ભૂખે મરે નહિં, એ સત્ય છે. લોભ સઘળાં પાપનું મુળ છે. લોભથી અનેકાઅનેક અનર્થ નિપજે છે. એજ લોભ નર્કમાં નિવાસ કરાવે છે. હે પ્રાણી ! લોભથી દુર રહો.

---

## પ્રકરણ ૧૪ મું.

રાજાની આજ્ઞાથી સ્મશાન ભૂમિપર, માહા વિક્રાળ ચિતા રચાવી. સર્વ નાગ્રીકો, તથા રાજા, મંત્રી પ્રમુખ સર્વે સ્મ-શાનભૂમિપર આવી પહોંચ્યા. ત્યાં ઠાઠ મચી રહ્યો.

એક એકથી આગળ થવાને માંહોમાંહે વઢવાડ ચાલી. કોઇ કહે હું પહેલો, તો વળી કોઇ કહે હું પહેલો; એમ પહેલા જવાની ધમાધમી થોડી વાર ચાલી. રાજાના હુકમ શિવાય કોઇએ ચિતામાં પડવું નહિં, એવી બૂમ પાડવામાં આવી, તેથી લોકો શાંત થઇ બેઠાં. આતુરતા ધરતા લોકો ચિતામાં પડવાના હુકમની વાટ જોતાં બેઠાં. આ વખતે લોભના પ્રબળ નીવાસને લીધેજ, જાણીબુજીને યમલોકમાં જવા તત્પર થયા હતા.

રાજાને યમરાજા તરફથી ઋદ્ધિ, તથા રૂપયોવનવાન કન્યા મળશે તેના લોભને લીધે, દાંત પડયાની પીડા તથા વાગ્યાની પીડા, આ વખતે સમી ગઇ હતી. માત્ર યમલોકે જવાની ઇચ્છા ધારણ કરી હતી. તેને લોભને વસે, શરીરનું ભાન પણ જતું રહ્યું હતું. શું લોભ ? કેવો લોભ ? લોભ મહા અનર્થકારી છે.

કપટી પ્રધાન પણ રાજા કરતાં આગળ, તૈયાર થયો હતો. તે સમજ્યો હતો કે વહેલો તે પહેલો. જે પ્રથમ જશે તેને યમરાજા સર્વસ્વ આપશે.

દેવના પ્રભાવથી સર્વની અક્કલ હણાઇ ગઇ હતી. કોઇને દેવાંગના પરણવાનો શોખ થયો. કેટલાકને અતિ દ્રવ્યનો લોભ થયો. કેટલાકને દિવ્ય વસ્ત્રાભૂષણ પેહેરવાની ઇચ્છા થઇ, કેટલાકે યમ દરબાર તથા નારકી જોવાની, આકાંક્ષા ધારણ કરી હતી. લોભને વશ પડયા શિવાયના પુરૂષો. શેહેરમાં રહ્યા હતા. આખા નગ્રનું નાહાનું મોટું સર્વ કોઇ, સ્મશાન ભૂમીયે આવી ઠર્યું હતું. લોભથી શું ન થાય ?

દોહરો

સો ઉપકાર કરો કદી, એક ચુકે મટિ જાય;<br>
એક વરસે ન વરસીઓ, તો મેઘ ગાળો ખાય.<br>
દાખે જન નિજ નિપૂણતા, પરને દેતા શિખ;<br>
આવી પડે જબ નિજપરે, તેજ કરે અન રીખ.

કર્મ એકનું જોઇને, કરે બીજો પણ તેમ;
વર્તે દેખા દેખીએ, નિયમ જગતનો એમ,
નિર્ધન ધન ઇચ્છા કરે, સુજન ઇચ્છે સ્વર્ગ;
ઇચ્છે નિચ ઉચપદ જુવો, સુર ઇચ્છે અપવર્ગ.
રામા ઋદ્ધિ રાજ્યને, રામ નામ રતિ રૂકમ;
એ ખટ ઇચ્છે સર્વકો, મનમાં નીત્યમતિ સુક્ષ્મ.

જેમ ઘણો વરસાદ વર્ષાકાળમાં વરસ્યા છતાં, જો પાછળથી એક વરસાદની તંગી પડે તો લોકો મેઘરાજાને ગાળો દે છે. તેમજ કોઇના સો ઉપકાર કર્યા છતાં, એક વખત કસુર પડે, તો સર્વ કરેલું ધુળ મળે. શું એ લોભ નથી ?

માણસો પોતાનું ડાહાપણ જણાવી, પારકાને શિખામણ આપે છે; પણ જ્યારે પોતાનાં ઉપર આવે, ત્યારે લોકેને આપેલી શિખામણ ભૂલી જઇ, પોતેજ અવળે માર્ગે ચાલે છે. શું એ સ્વાર્થીય લોભ નથી ?

આ જગતના લોકોનો નિયમ એવો છે કે એક માણસે જે કામ કર્યું હોય, તેજ કામ બીજો કરી, આગળ કરનારને તોડી પાડવાની ઇચ્છા રાખે; પણ નવું શોધવાનું મન કરે નહીં. શું એ અદેખાઇ (ઇર્ષા) લોભ નથી ?

ગરીબ માણસોને ધનની ઇચ્છા હોય છે, સુનીતીએ ચાલનારા સુજન લોકો સ્વર્ગની આકાંક્ષા ધરાવે છે. નિચ પુરૂષો ઉંચ થવા મરજી રાખે છે. દેવતાઓ ઉંચી પદ્વીએ જવા ધારે છે. સ્ત્રીઓને રાજ્યધાની સરખા સુખ સંપત્તી હોવાની ઇચ્છા સદા હોય છે તેઓને ભોગ વિલાસ અને સુવર્ણ, એજ રામ નામ રૂપ, તારક માળા મંત્ર છે. માટે સર્વ કોઇને એ છએ, વસ્તુની ઇચ્છા હોય છે. કર્મને વશ છે, એમ ભાન ભુલે છે; માટે મતિ સુક્ષ્મનું નામ આપ્યું છે.

હે સુજન સુજ્ઞ પુરૂષો અને સ્ત્રીઓ! કદિપણ લોભને નિવાસ આપશો નહિં. આ જગતમાં જેણે સર્વથી સમર્થ એવા લોભરૂપી રાક્ષસને વશ કર્યો, તેણે એક ચક્રવર્તિ કરતાં અધિક જીત્યું જાણવું. લો-

બીઆ પુરૂષો ગમે તે જાતનો અનર્થ કરવા ચુકતા નથી. ડાહ્યા પુરૂષોએ લોભને સર્વ પાપનું મૂળ બતાવ્યું છે તે સત્ય છે.

કાંતા કટાક્ષ તીર જેનું ન ચિત્ત વીંધે,
ક્રોધાગ્નિ બાળી ન શકે અતિ રીશ લીધે;
બંધાય તે ન અતિ લોભ તણેજ પાપે,
ધિર ઝીતે વણ શ્રમે ત્રણ લોક ભાસે.
પૈસો સુકિર્તિ સુખ લાભ ટાળે કદાપી,
થાએ અનર્થ સબળા પણ ધિર કાપી;
જે નિસર્યા વરણ તે ઠરી પાળવાને
કર્મો મહાન કરશે ધિર સુદ્ધ બાને.

જેને સ્ત્રીઓના તીવ્રકટાક્ષ રૂપી બાણ, અસર કરતાં નથી, જેને કદિપણ રીશ ચઢી ક્રોધ, પેદા થતો નથી. જેઓ લોભના પાપમાં ફસાઇ બંધાતા નથી. તેવા ધિર પુરૂષોને, વગર મેહેનતે ત્રૈલોકયની જીત મળે છે.

કદિ પૈસો જતો રહે, સુકીર્તિને બદલે અપકીર્ત થાય; સુખને બદલે દુઃખ વેઠવું પડે, એમ અર્થને બદલે અનર્થ નિપજે, તોપણ ધિર પુરૂષો હીમત્ત હારી, પોતાને મોઢે કરેલા નિશ્ચયનો લોપ થવા દેશે નહિં. લોભ અને ક્રોધને તો પોતાની પાસે વસવા દેશેજ નહિં. તેવા પુરૂષોને ડાહ્યા અને નિતિમાન કહેલા છે.

મોઢે બોલવું કાંઇ, અને ચાલવું કાંઈ, એવા લોકેને ઠગ કહ્યા છે; એને તેમનું કરેલું કૃત્ય છુપું રહી શકતું નથી.

મૂખમાં રામ બગલમેં છુરી;
ભગત ભયા પણ દયાનત બૂરી.

આ કહેવત કોઇ ડાહ્યા પુરૂષની બનાવેલી છે. હાલના ભગત લોકને, બગભગત પણ કહે છે. કારણ ઉપરથી ભગતાઇ દેખાડી, પોતાની મતલબ કરી નાહાસી જાય છે. ખરા ખોટાની પરિક્ષા થતી નથી. ખરા મળવા મુસ્કેલ છે. ઠગ ઠામ ઠામ ફરતા ફરે છે. દુનિઆ છેક ખાલી હશે નહિં. કોઇ પણ હશે.

કહ્યું છે કે:-બહુ રત્ના વસુધરા;

અહિં સ્મશાનભૂમીપર વિક્રાળ ચિતાની જ્વાળા, ચોદીશ ફેલાવા લાગી. રાજાના હુકમની વાટ જોતા, સર્વ એક ચિત્ત થઇ બેઠા છે. ઋદ્ધિ મળવી દુર છે. દેવાંગના કાંઇ વાટમાં પડી નથી. એ મળવું દુશ્કર છે, પણ બળીને ખાખ થવું નક્કી છે; તોપણ તે સમયે બળી મરવા તૈયાર થાય છે. લોભાગ્ર વૃતિથી એકાગ્રતા પામી મોતનું પણ ભાન ભૂલી ગયા.

જો કદી ઈશ્વર સ્મરણમાં એવી એકાગ્રતા રાખે, તો કેવું ભલું થાય? ધન મેળવવા જેવી રીતે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવામાં આવે છે, રૂપવંતી સ્ત્રીઓમાં જેવું મન આશક્ત રખાય છે, તેજ પ્રમાણે જો પ્રભુ સ્મરણમાં મનની એકાગ્રતા, અને બુદ્ધિનો ઉપયોગ રાખવામાં આવે તો, તે પ્રાણીને હાથની હાથેળીમાં મોક્ષ આવી ઠસ્યો છે, એમ નકીજ છે. અર્થાત તાતકાળ ફળ પ્રાપ્તિ થાય.

એવી એકાગ્રતા રાખવી મહા દુર્ગટ છે. દરેક પ્રાણીને એ પ્રમાણે એકાગ્રતા પ્રાપ્ત થાય નહિં, કોઇ વીરલાનેજ થાય. જ્યારે ઇશ્વર સ્મરણની માળા ફેરવે, ત્યારે ઘણા માણસોને નિંદ્રા આવે અને સ્મરણ ચુકી જાય; ધર્મ સંબંધી વાર્તાલાપ ચાલતો હોય, કથા રસ ચાલતો હોય, ભજનકીર્તન થતું હોય, તે વેળા નિંદ્રાનું અવસ્ય જોર થાય છે. ભર સભામાં ડોલાં આવે છે. દિવશ હોવા છતાં પણ રાત્રી કરતાં ગાઢ નિંદ્રાનું પ્રબળ થાય છે, પાસે બેઠેલા પુરૂષ જગાડે, લોકો મસકરી કરે, તોપણ નિંદ્રા પાછી હઠતી નથી. એ સમયમાં તો ઇશ્વરના ગુણગ્રામના અભિલાષી, વિરલાને નિંદ્રા આવતી નથી. તેજ તેના સદગુણની નિશાની છે.

જ્યારે વિકથા (એટલે રૂપવંતી સ્ત્રીઓના રૂપનું વર્ણન) ચાલતી હોય, કેમ ચોરી કરવી, કેમ દગા કરવા, કેમ છેતરવું, કેવા કાવાદાવા કરવા, એ વિષયની ચર્ચા થતી હોય, નટખટ, ભાંડ ભાટ ભવાયા ગુણીકા, વીગેરેનો નાચરંગ થતો હોય, ત્યારે એવા વિષયના ઇશકી નરો, આખી રાત્રી જાગે છે. આખી

રાત્રીમાં એક ડોલું પણ આવે નહિં, ઓઠીંગણુ વગર કલાકોના કલાકો સુધી બેસે, ઉભા રેહેતાં શ્રમ માલમ પડે નહીં, ગમે તેવું પોતાનું અંગતકાર્ય બગડતાં છતાં, વાર્તારસ છોડવાની ઇચ્છા થાય નહિ. રાચીમાચીને મંડી રહે. એ સઘળું કારણ સંતસમાગમ વગરનું છે. સંતસમાગમથી હૃદય કોમળ થાય છે; અને પાપ કર્મ કરતાં અટકે છે.

જેમ મદિરા પીધી હોય, તેમ સંસાર સુખના અભિલાષિઓ, લોભને વશે કરી નવે નવે શબ્દે, ગર્જના કરવા લાગ્યા. કેટલાક લોકો નાચવા લાગ્યા, કેટલાક આખલાની પેઠે કુદવા લાગ્યા, કેટલાક ગાવા લાગ્યા, કેટલાક હસાહુસ કરવા લાગ્યા, અને ચિતામાં પડવા, એકએકથી આગળ જવા ઉતાવળા થવા લાગ્યા.

આ બનાવ જોઇ હરિવાહનને દયા ઉત્પન્ન થઈ. તે પોતાના હૃદય સાથે વિચારવા લાગ્યો, કે મને મહા ખોટી બુદ્ધિ પ્રાપ્ત થઇ; મેં મહા અનર્થકારી પ્રપંચ રચ્યો. એ અપરાધે માહારે પુનઃ પુનઃ નર્કાવાસનાં દુઃખો વેઠવાં પડશે. ત્યાં પણ મને ઠામ મળશે નહિં. ભવાટવીમાં (લક્ષચોર્યાસી) અનંતીવાર ભટકતાં માહારો છેડો આવશે નહિં. એકજ જીવને અભય કર્યો, તેના પ્રભાવથી, આ અનુપમ લાભ પામ્યો. હવે આ હજારો હજાર જાનની ખુવારી, માહારા વચનથી થશે, એ પ્રાયશ્ચિત મને અનહદ લાગશે; એ પાપ કર્મથી હું કયારે છુટીશ ? માહારા જેવો પ્રપંચી અને પાપી, દુનિયામાં બીજો કોઇ હશે નહિં. એકને શિક્ષા આપવી છે, તેની સાથે બીજા હજારો હજાર, માહારા પ્રપંચી વચને ફોગટ માર્યા જાય છે. બીજો કાંઇ નવો પ્રપંચ રચી એ બધા પ્રાણ બચાવવા જોઇએ. ફકત એ પાપ કર્મનો કર્તા, કપટી પ્રધાન શિક્ષા પામે, એજ વાજબી છે. એવો એક નવો પ્રપંચ રચું કે, સર્વે લોક ઉગરે, અને એ પાપી પ્રધાન, પોતાનાં નીચકર્મની શિક્ષા પામે, એમ ચીંતવી યમરાજાના છડીદાર રૂપે, ઉભેલા દેવતાને સંજ્ઞાથી સમજાવ્યો.

હરિવાહનની સંજ્ઞા, દેવ તુરત સમજી ગયો. તેણે કારમા સ્વરે બૂમ પાડીઃ–હે ભાઈઓ જો તમે ફળના અભિલાષિ હો, તો કોઇ અગ્નિમાં પડશો નહિં. તમે બધા થોભો; ઉતાવળા થાઓ નહિં, માહારો સ્વામિ યમરાજા માહાવિષમ છે. તેના ઘડી ઘડીમાં વિચાર ફરે છે. માત્ર રાજાનો અતિ પ્રીય પુરૂષ જે હોય, તેજ માહારી સાથે આ ચિતામાં પડે, અને પાછળથી રાજાને પડવું હોયતો પડે; નહિં તો રાજાના પ્રીય પ્રધાનને, ત્યાં મુકી આવું, અને ફરીથી હુકમ લાવું. જો એમ નહિં થાય તો મોહોટો અનર્થ થશે, અને રાજાને ભારે નુકસાન વેઠવું પડશે.

હમારો સ્વામી કાંઇ જોતો નથી, તે તો પ્રથમ પડેલાને, રાજા પોતે છે, અગર રાજાનો પ્રધાન છે, એમ જાણી ફળ આપી દે; અને જેને માટે આટલો બધો પ્રયાસ કરવો પડયો, તે ફળ વગર રહી જાય, એ ખોટું. પેહેલો પ્રાણ અર્પણ કરે, તેને અથવા તેના સ્વામિને, ફળ મળવાની જરૂર છે. તમો સર્વ રૈયત વર્ગ દૂર રહો. તમારે માટે આ મેહેનત કરી નથી, પ્રથમ પડવાનું કામ તમારૂં નથી. તમે સર્વ દુર બેઠા જુવો, ફરીથી હુકમ મળ્યા પછી, એક એકની યોગ્યતા પ્રમાણે, અનુક્રમે પડજો. હું તમને બધાને સીધો લઇ જઇશ.

છડીદારના આ પ્રમાણેના નાસીપાસ કરનારા વાકયો સાંભળી, રૈયત વર્ગના બધાં માણસો ઝાંખા થઈ પાછા હઠયા.

હરિવાહને રાજાને સમજાવ્યું કે પ્રથમ તમરા ખાસ પ્રીય અમાત્ય પ્રીયંગુને, છડીદાર સાથે પડવા દો. અને હુકમની મને ખબર થશે, એટલે હું જયારે કહું ત્યારે તમે પડજો. હાલ જરૂર નથી.

રાજાએ પ્રીયંગુ અમાત્યને છડીદાર સાથે, ચિતામાં પડવા ફરમાવ્યું. પ્રધાને પ્રથમ પડી ઇષ્ટ ફળ મેળવવું શ્રેષ્ટ ધાર્યું. તેણે ખુશી થઇ રાજાને કહ્યું હે મહારાજ ! હું આપની આજ્ઞાને આધિન છું. હું આપની આજ્ઞાથી આ છડીદાર સાથે, યમદ્વારે

જાઉં છું. રાજાએ ખુશી થઇ કહ્યું:—સુખેથી પધારો, હું પાછળ આવું છું.

જેમ પોતે સ્વર્ગીય સુખ ભોગવવા જતો હોય, તેમ પોતે કૃતાર્થતા માનતો, પોતાના હૃદયમાં હર્ષ ધરતો, રાજાના હુકમથી છડીદાર સાથે વિક્રાળ અગ્નિની ચિતામાં પડયો. ઘણીવારથી અગ્નિ ભૂખો થયેલો વાટ જોતો હતો, તેથી પડતાં વારજ સ્વાહા: કરી ગયો. ( બાળી ભસ્મ કર્યો ).

આ પ્રમાણે કપટી પ્રધાન, પોતાના કપટ રૂપ પ્રપંચે કરી, પોતાની આતુરતાથી, ખરેખરા યમ દરબારમાં ગયો.

પ્રધાનના ગયા પછી રાજાએ હરિવાહનને પૂછયું, હજુ યમરાજાને ત્યાંથી હુકમ કેમ આવ્યો નહિં ? મને જલદી પડવા દે.

એ પ્રમાણે કહી રાજા સારાં સારાં વસ્ત્ર ભૂષણ, દેવાંગનાઓ, તથા યમરાજાના દરબારના, વિચિત્ર દેખાવો જોવાના લોભ રૂપી પાકા રંગથી રંગાયલો, જેમ પતંગીઆં દીવાની આસપાસ ફરી, તેમાં પડી પોતાનો પ્રાણ ખુવે છે, તેમ અગ્નિની આસપાસ ફરી. તેમાં પડવા લાગ્યો; પણ કરૂણાવંત હરિવાહને તેને પકડી રાખ્યો અને પડવા દીધો નહિં.

રાજાએ અગ્નિથી ધગધગતી ચિતામાં પડવાને, અતિશય જોર કર્યું. તેણે કહ્યું અરે! શું તું માહારો દુશ્મન છે ? મને કેમ પડતો અટકાવે છે? મને માહારા પ્રધાનનું અને યમરાજાના છડીદારનું છેટું પડી જશે. મને માર્ગ જડશે નહિં. હું ઉન માર્ગે જઇશ તો પછી કેમ કરીશ? એમ ક્રોધથી બોલ્યો. તો પણ તેણે છોડયો નહિ.

આથી રાજાને વધારે ક્રોધ થયો. તે બુમ પાડી કેહેવા લાગ્યો રે મુર્ખ! તું માહારા માર્ગમાં આડું કેમ નાંખે છે. તું જાતે જઈને જોઈ આવ્યો. મને માહારા મીત્રની આટલી બધી આકાંક્ષા છતાં, મને અટકાવવાનું શું પ્રયોજન છે? તું પ્રપંચી દેખાય છે. તું સ્વાર્થી છે, અદેખો છે. મને છોડ અને

પડવા દે. હું ખોટી થાઉં છું. મને છેટું પડે છે. માર્ગ ખોળતાં અઘરૂં પડશે. હું એકાકી જાઉં તો કદાપી માર્ગમાં કષ્ટ પડે તો મને પશ્ચાતાપ થશે. રે પાપી! દુર જા. હું નિશ્ચય પડીશ. તાહારો અટકાવ્યો અટકવાનો નથી.

રાજાને આ પ્રમાણે આતુર થયેલો જોઇ, હરિવાહન તેને કેહેવા લાગ્યોઃ—અરે રાજા! અણુવિચાર્યું કૃત કરવામાં ઉતાવળ કરો નહિં; પ્રથમ હું તમને કહું તે ધ્યાન દઈને સાંભળો. જે અવિચારી છે તે, આલોક અને પરલોકમાં, અનર્થ પામે છે નિપૂણ પુરૂષે જોઇ વિચારી, અને ધ્યાન પહોંચાડીને કામ કરવું જોઇએ. સાહસ કરો નહિં. સાહસ કર્મથી અર્થનો અનર્થ થશે, પાછળથી પસ્તાશો. ધિરજ રાખો જે થશે તે સારૂંજ થશે. તમને કોઇ પ્રકારની હરકત આવશે નહિં.

રાજાએ પોતાનો ક્રોધ સમાવી કહ્યુંઃ—ચાલ બોલ શું કહેવાની ઇચ્છા છે? જે કહેવું હોય તે કહી દે.

---

## પ્રકરણ ૧૫ મું.

હરિવાહન—હે સ્વામિ! યમરાજાને મળવાની વાત સાચી માનો નહિં. મરી ગયેલાં કોઇ દિવસ જીવતાં થતાં નથી. મુવા તેતો મુવાંજ મુએલા જીવતાં થયા, એવું તમે કોઇ દિવશ સાંભળ્યું છે! મૃત્યુ પામેલાંને ફરીથી જીવતાં કરવાને દેવો પણ, અસમર્થ છે. શાસ્ત્રોમાં ઇતિહાસોમાં વર્ણવ્યા પ્રમાણે આગળ ઘણા પ્રતાપી રાજાઓ, માહાત્માઓ થઈ ગયા છે. તેઓ ધારતા તે કરવાને સમર્થ હતા. જેઓની એક બૂમબરાડથી, એક બાણના ટંકારથી, પગના ધમકારાથી, આખી પૃથ્વી ધ્રુજી ઉઠતી હતી. જેઓ ચક્રવર્તી થઈ, છએ ખંડમાં પોતાની આણ મનાવવાને, સમર્થ થયા હતા. જે માહાત્માએ રાતને બદલે દિવશ મનાવ્યો હતો. જેમના હજુરમાં દેવતાઓ રાતદિવશ રહી, સેવા બજાવતા હતા.

જે શુરાઓ સંગ્રામ સમયે, રણભૂમીપર, હાહાકાર વર્તાવતા હતા; હજારો જાનની ખુવારી કરતા હતા. જેમના અતળી બળ થી, ઇંદ્રને પણ ત્રાસ થતો હતો. તેવા પુરૂષોને પણ મોતને શરણે થવું પડયું છે. જેઓને હાલ પરમાત્મારૂપે ઓળખી એ છીએ, જેમનાં નામસ્મર્ણથી, પાપી પણ પાવન થાય છે; તેવાઓને પણ કાળે મુકયા નથી. તેઓ ફરીથી તેજ દેહથી જીવતા થયા નથી.

જ્યારે આવા પુરૂષો પણ ફરી જીવતા થયા નથી, એક પળ પણ મરણ સમયથી ઓછી, અધિક કરી શકયા નથી, તો તમારી, અને મહારી, તેમના આગળ શી ગણત્રી ? મનમાં વિચાર કરો, અને પછી ચીતામાં પડો.

હે રાજા? આ સઘળું માહરી નિપૂણતાનું કપટ છે જ્યારે કુબુદ્ધિ, કપટી પ્રધાને, ક્રુર પ્રપંચની રચના રચી, તમને ખોટું સમજાવી, મને મારવાને વારંવાર કષ્ટમાં નાખ્યો, ત્યારે આ પ્રપંચ રચવાની મને જરૂર પડી. તમને પણ ખોટું સમજાવી, અન્યાયમાર્ગે ચલાવી દુઃખમાં નાંખ્યા. તમારા દાંત પડવાનું પણ કારણ તેજ હતો. દાંત પડવાથી તમને અસહ્ય દુઃખ વેઠવું પડયું. તમે શોભારહીત થયા; તેનું કારણ તેજ હતો.

હે રાજા ! તેણે આપણ બંનેને, દુઃખમાં નાખ્યા. પોતે અલગ રહી, તમાસો જોયો. તમારા જેવા ન્યાયી રાજાને, દૂર્બુદ્ધિ આપી, અન્યાય પથિક બનાવ્યા, તે સઘળાનું કારણ તેજ હતો. તમે મોહને વશ પડયા હતા, તેથી તમને કાંઇ સમજાયું નહિં, કોઈનો બોધ લાગ્યો નહિં. સર્વ કરતાં તમને તે પ્રીય લાગતો, એટલે બીજાનું બોલેલું તમને અસર કરી શકે તેમ નહોતું.

જો તમે તે વખતે સમજ્યા હોત તો, આમાંનું કાંઇજ નહોતું. તમે વગોવાયા, લોકને અપ્રીય થયા, લોકને નિંદા કર વાને કારણભૂત બન્યા, એ સર્વ દુષ્ટબુદ્ધિ મંત્રીથીજ થયું.

દુષ્ટમંત્રીથી રાજાઓ હમેશાં દુઃખી થાય છે. અને તેમનું રાજ્ય લાંબો વખત ટકતું નથી. સુમંત્રી જે રાજાને મળે છે, તેવા રાજાઓ લાંબો વખત સુધી, આબાદીનું રાજ્ય ભોગવે છે. રૈયતમાં ઇશ્વરરૂપ મનાય છે. જેને સારા પ્રધાન મળ્યા હોય તેવા રાજાને ધન્ય છે !

બીજા પ્રધાનો છતાં તમે તેને, અગ્રણીપદ આપ્યું હતું. તે પાત્ર હતો નહિં, અને મોટાઈ મળી, તે તેનાથી સહન થઇ શકયું નહિં. કેહેવત છે કે બિલાડીને આદું પચતું નથી. તેવું થયું. તે અધુરો એટલે છલકાઇ ઉઠયો. તેણે પોતાનું ધાર્યું કરવાને, આપના મતમાં ભળી જઇ આપની પુર્ણ મેહેરબાની મેળવી; છેવટે તે આપનું રાજ્ય પણ લેતે.

સારૂં થયું કે તેનું પોકળ લાંબો વખત, નિભ્યું નહિં. આટલાથીજ આપને દુનિયા શું કહે છે, તેનો વિચાર કરો. જ્યારે વધારે વખત એ પ્રમાણે ચાલતે તો, આપ કહો કે કેવી દશા થાત ?

તેને પોતાનાં કરેલાં કર્મની શિક્ષામાં, બાળીને ભસ્મ કર્યો છે. યમ રાજાનું નામ સાંભળતાં ત્રાસ લાગે, તેઃ ત્યાં જવાનું કોને મન થાય ? તમે સુજ્ઞ છતાં કેમ ભૂલો છો. યમ તે યમજ.

કહ્યું છે કેઃ—વ્યાધિ અને વૈરી તો કાઢયાજ કામના. જ્યારે કોઇ વ્યાધિ લાંબી મુદતનો થાય, ત્યારે વિદ્વાન વૈદ્ય પણ તેને હઠાવવા અસમર્થ છે. તેવીજ રીતે વૈરી પણ ફાવ્યો તો પછી, કેમે કર્યો નિકળશે નહિં. તે તેનું ધાર્યું પાર પાડશે, ત્યારેજ નિકળે.

જેમ કોઈ ઝાડ ઉગતું હોય ત્યારે, એક ચીપટીથી ઉખેડી શકાય છે, પણ જ્યારે વર્ષો વિતે અને તેના મૂળ, જમીનમાં ઉંડાં ઉતરે, ત્યારે મોહોટા કુહાડા વળગાવતાં પણ, તેનો તુરત અંત આવતો નથી, અને તેને તે જગાએથી ખસેડી દૂર લઇ જવા, ઘણાં ગાડાંઓ જોઇએ. એટલું છતાં જો એકાદ પાકું મૂળ, રહી

જાય તો, ફરીથી પાછું ઉગીને મોટું ઝાડ થાય. માટે ડાહ્યા પુરૂષોએ હમેશાં ચેતીને, દુષ્ટોથી દૂર રહેવું. સદા મીત્રાઇથી ચાલવું. વૈરભાવ રાખવો નહિં. વૈરી થાય તો તાતકાળ તેનો નિગ્રહ કરવો.

હે રાજા! તમેતો મારા સ્વામિ છો, તમને કેમ અગ્નિમાં પડવા દેવાય? એતો દુષ્ટને તેના કર્મોના ફળ ચખાડવાં હતાં, તેથી યુક્તિ રચી, તેની પોતાની ખુશીથી પોતાનો અંત આણ્યો. સઘળા અનર્થનું કારણ એજ હતો.

સ્વામિનો દ્રોહ કરવો એ મોહોટું પાપ છે, બીજાઓનો પણ દ્રોહ કરવો નહિં. વિના કારણે કરેલો દ્રેહ, દુઃખના સમુહ સમાન છે. તેમાં મુખ્યત્વે કરીને, આટલાનો તો દ્રોહ ગમે ત્યારે પણ કરવોજ નહિં. સ્વામિ, ગુરૂ, મીત્ર અને ગોત્ર. એટલાનો દ્રોહ કર્યાથી, નિશ્ચય દુઃખી થઇએ. નર્કાવાસ ભોગવીએ, એમાં કાંઇજ સંશય નથી.

હાલના વખતમાં ઘણા નોકરો, પોતાના સ્વામિનો દ્રોહ કરવામાં વિચાર રાખતા નથી. માત્ર પોતાનુંજ ભલુ ઇચ્છે છે, પોતાને એક પૈસાનો લાભ થતો હોય, અને તેમાં પોતાના સ્વા મિને મોહોટું નુકશાન થતું હોય, તો તે નુકશાન નહિં ગણતાં પોતે એક પૈસો લઇ રાજી થઇ, સ્વામિને નુકશાનમાં ઉતારે છે. કદાપી તેમાં તેની આબરૂ જાય, અગર લોકોમાં નિંદા થાય, તેની પણ ફીકર રાખતા નથી. તેવા નોકરો રવડતાજ રહે છે, તેમનું કદી પણ ભલું થતું નથી.

કદી નશીબ જોગે સ્વામિ કરતાં પણ, અધિક થઈ પ્રતિ ષ્ટીત બને, પણ અંતે કાંઇ નહિ. સર્વ ધૂળ. અને નર્કતો તેને છોડેજ નહિં. દરેક નોકરે પોતાના સ્વામિની, અંતઃકરણથી નોકરી બજાવવી, તેને લાભ મળવાથી પોતાનેજ લાભ સમજવો, તો આ લોક અને પરલોકમાં તેને વાસ્તે સુખજ છે.

હરિવાહનના મુખથી આ પ્રમાણે સાંભળી, રાજા અત્યંત

શંકાશીલ બન્યો. તેણે વિચાર્યું કે આ હરિવાહન માહારૂં દુશ્ચેષ્ટિત કર્મ યથાસ્થીત જાણે છે. તેણે તેજ વખતે લજ્જાથી નિચુ ઘાલ્યું. સુન્ય મુંઢ જેવો ઉભો રહ્યો. મૂર્છા આવી હોય, એમ સ્તબ્ધ થઇ ગયો.

સમયસુચક હરિવાહને કાર્ય જાણી, મીઠાં વચનરૂપ ઔષધીથી, રાજાને સમજાવી તેના દુઃખનું નિવારણ કર્યું.

જ્યારે હરિવાહનના અમૃતરૂપી મીઠાં વચને, રાજાનું મન શાંત થયું, ત્યારે પ્રસન્ન વદને તેને સાબાશી આપી. શંકાશીલ મને નીચે પ્રમાણે પુછવા લાગ્યો.

રાજા—હે સુભગે! આ સર્વ કારણ, હું યથાસ્થીત સમજ્યો પણ મને એક શંકા છે. જો તમારી ઇચ્છા હોય તો પુછું.

## પ્રકરણ ૧૬ મું.

હરિવાહન—હે મહારાજા! આપને જે પૂછવું હોય તે પૂછો. હું આપને રૂચિકર અને યોગ્ય ઉત્તર આપીશ.

રાજા—ત્યારે મને લાગે છે કે, લંકાદ્વીપની વાત પણ ખરી હશે નહિં.

હરિવાહન—એ વાતમાં શંકા લાવવાનું કાંઇ કારણ નથી; કેમકે ત્યાંની તો નિશાની મોજુદ છે, તેમજ ત્યાં જવું મુસ્કેલી ભર્યું છે, એ જગાએ કાંઇ મોત નથી. મર્યા પછી પાછું આવવું મુસ્કેલ છે.

રાજા—તમે નિશાનીનું કહો છો, તો શું નિશાની છે?

હરિવાહન—નિશાની રૂપે કન્યા કુસુમકળા હાજર છે.

રાજા—એ કન્યા લંકાદ્વીપની છે. એની શું ખાત્રી જાણવી?

હરિવાહન—ભલે કન્યાનો શક લાવો છો. પણ ચંદ્રહાસ્ય ખડગ, બનાવટી છે? રાજા બિભિષણ વગર કોઇ રાજા ચંદ્રહાસ્ય ખડગ, પકડી શકે છે? જ્યારે ચંદ્રહાસ્ય ખડગ ખરૂં છે, ત્યારે એ કન્યા કેમ શકમંદ હોય?

રાજા—ફક્ત ચંદ્રહાસ્ય ખડગ ખાત્રી આપે છે. એટલુંજ સત્ય છે, બાકી બીજી સર્વ હકીકત શંકાશીલ લાગે છે.

હરિવાહન—તમને એમાં શું શંકાશીલ લાગ્યું ? સમુદ્ર પાર ઉતરવું; એ શંકાશીલ છે. સમુદ્રપાર ઉતર્યા વગર ત્યાં જવાય કેમ ?

રાજા—એ તો ખરેખર છે. પણ થોડી બાબત પણ ખોટી હશે.

હરિવાહન—મરચું મીઠું ભેળ્યા વગર, ભોજન સ્વાદીષ્ટ થતું નથી; તો તમારા જેવા કામાંધ આગળ, પ્રપંચ વગરની વાત કેમ ચાલે ? તેમાં વળી તમારી સાથે, કપટનો ભંડાર પ્રીયંગુ પ્રધાન, એટલે ખરી વાત હોય, તોપણ ખોટી મનાય. પ્રપંચી આગળ પ્રપંચ વગર ચાલતું નથી. હે રાજા ! તમે વિચાર કરો કે રાજા બિભિષણને, કોઇએ આમંત્રણ કર્યું છે ? કોઇનો નોતર્યો, તે પોતાનો દ્વીપ છોડી કોઇ ઠેકાણે આવ્યો છે ? એવું તમારા, અગર કોઇના જાણવામાં, કે સાંભળવામાં આવ્યું છે ?

તમે તેના કયા વખતના મીત્ર છો ? તમારે અને તેને કયે વખતે મોત્રાઇ થઇ હતી ? તમારા દેશને અને તેના દેશને કેટલું છેટું છે ? તેની આકૃતિ તમે સ્વપ્ને પણ જોઇ છે ? તેની ઉમર કેટલા વર્ષની છે તે તમે જાણો છો ? તમે તેનું નગ્ર કેવું, અને કેવડું છે તે જાણો છો ? એમાંની એક પણ વાતનો તમે ઉત્તર આપો, તો હું ખાત્રી માનું. જો તમે જોયું હોત તો તમે શંકા કરતે નહિં. હું લંકાદ્વીપે જઇ આવ્યો, એ વાત સત્ય છે. એમાં જરા પણ શંકા લાવવાનું કારણ નથી. યુક્તી રચવી પડે છે, એ વાત સત્ય છે, જેવી સભા તેવું ભાષણ કરવું પડે છે. હું આજે સત્ય કહું છું કે મેં આમંત્રણ કર્યું નથી, પણ લંકા નગ્ર પુરેપુરૂં ફરીને જોયું છે.

તમે તમારી કામાંધતાથી, કપટી પ્રધાનને મળ્યા. તમે મારી સ્ત્રી ઉપર કુદ્રષ્ટી ઉત્પન્ન કરી, તેને મેળવવાના પ્રયત્નમાં,

મને મારવા માટે લંકાદ્વીપે આમંત્રણ કરવા મોકલવાની યુક્તિ, તમે અને પ્રધાને મળીને રચી. કહો એ વગર કાંઇ બીજું કારણ હતું ? તમારે તમારી પુત્રી પ્રમાણે ગણવાની જે સ્ત્રી, તેના ઉપર મોહીત થયા, શું એ વ્યાજબી છે ?

ત્યાં હું કેવે પ્રકારે ગયો, તે તમારા આગળ સત્ય ઉચ્ચરવું, એ વ્યાજબી છે ? કપટ, વગર કપટે જીતી શકાતો નથી. તમે તેટલામાં માહારા અવાસમાં જઇ, ધાંધલ મચાવવામાં કાંઇ બાકી રાખ્યું નથી.

તમને ત્યાં અપમાન થયું છતાં, તમે તમારો સ્વભાવ છોડયો નહી. તમને એટલેથી સંતોષ પામવાને બદલે, એક કરતાં બે સ્ત્રીઓ મને મળી, તેથી ઉલટા વધારે કામાંધ બની, મને જીવતો બાળવાનો પ્રપંચ કર્યો. યમરાજા કોઇથી નોતરાયો છે ? તમારો ઈર્ષાગ્નિ કેવો પ્રબળ ! પણ મને માહારો ધર્મ સાહાય છે, તેથી તમારૂં કાંઇ ચાલ્યું નહિં. જેનો પ્રભુ પાધરો તેનો વેરી આંધળો. એ કેહેવત ખોટી નથી. તમે બાળ્યો પણ મને માહારા સાહ્યક દેવે, અગ્નિમાંથી તુરત ઉઠાવી લીધો. તેણે માહારા અંગને જરા પણ આંચ આવવા દીધી નહિં; અને અદ્રષ્યપણે મને માહારે ઘેર તુરત મુકી દીધો. લોકોમાં તમારી કેવી વાતો થઇ, તે મેં કાને સાંભળ્યું. રાત્રીએ માહારા ઘરમાં, તમારી કેવી હાલત થઇ, તે મેં નજરે જોઇ. એ શું તમારૂં ડહાપણ છે ?

હું ત્યાં હાજર હતો, પણ ગુપ્ત રહયો, અને આવીને સામો ઉભો રહયો નહિં. તે વખતે તમારી સામે આવીને ઉભો રહયો હોત તો, તમને માહારા ઉપર અતિશય ક્રોધ ઉત્પન્ન થાત, અને તેમાં વધારે અનર્થ થવા સંભવ હતો. દુષ્ટને શિક્ષા દેવાની હતી તેથી, અને તમારી નોકરી કરવી, તેથી ગુપ્ત રહેવું ઉત્તમ ધાર્યું.

તમારી સામે આવીને ઉભો રહેવાથી, તમે સીરમીંદા પડત તમે ગુસ્સાના આવેશમાં આવી જતે, અને સામસામું બાથોબાથ યુદ્ધકરવું પડતે, તેમાં તમારૂં અગર માહારૂં મરણ થતે; અને પાપી

સુખે ઘેર બેઠો રહેતે. શુરાઓ એક વખત સામા થયા, પછી પાછા હઠતા નથી. હું આપનો સેવક આપની સામે લડું, એ પણ અન્યાય કહેવાય, પરાધીનતા સર્વથી નકામી છે. કહ્યું છે કેઃ—

हठ श्रीचतरं कार्यं कार्यते मार्यते पिच ।
नर्कावास दसीयां तत्प्राहुःपारवश्यतां ॥

અર્થઃ—હઠથી નીચ કાર્ય કરવું પડે છે, માર ખાવો પડે છે, તેથી પરાધીનપણું નર્કાવાસ સરખું કહ્યું છે.

રાજાએ હરિવાહનના મૂખેથી, દેવતાનું સાહ્યકપણું સાંભળ્યું, તેથી ચકીત્ત બન્યો; અને વળી તેના અદ્દભૂત ચરીત્રથી, ભયભીત થયો. તે ગાંડા માણસની પેઠે માથું ધુણાવવા લાગ્યો. તેના મનમાં શરમીંદગી પ્રાપ્ત થઇ. તે શરમીંદગીને લીધે વિચાગ્વા લાગ્યો કેઃ—એણે માહારૂં કરેલું અકૃત્ય, અથથો ઇતિ સુધી, નજરે જોયું. તોપણ માહારા જેવા અપરાધીને, એ આવી મોટી શક્તિના ધણીએ, માહારા કૃત્ય તરફ નહિં જોતાં, ઉલટો કૃપાવંત થઈ, મને બળી મરતાં અટકાવ્યો.

એને દેવતા સાનિધ્ય છતાં, માહારૂં રાજ્ય લેવાનો વિચાર પણ રાખ્યો નહિં. જો એ ધારતે તો માહારૂ રાજ્ય લેવું, એને ભારે નહોતું, પણ એ વિચાર સ્વપ્ને પણ રાખ્યો હોય, એમ સંભવતુ નથી. હુંજ અધમ કે અસમર્થ છતાં, એની લક્ષ્મિરૂપ સ્ત્રીઓને લેવાને તત્પર થયો. આ પરમુપકારી પુરૂષના ઋણથી હું ક્યારે મુક્ત થઇશ ?

આ પ્રમાણે હરિવાહનની પ્રસંશા કરતો, તથા પોતાના કરેલાં દુષ્કૃત્યોનો પશ્ચાતાપ કરતો, પોતાના આત્માને નિંદતો રાજા ઉદ્વેગ પામ્યો. તે પોતાની નજર જમીનપરથી ઉંચી કરી શક્યો નહિં. નીચુંજ જોઇ રહ્યો.

સરમીંદગીને લીધે તેના હાંજા ગગડી ગયા. તે ચાલવાને અશક્ત થયો. યમરાજાને ઘેર જવાની નિઃષ્ફળતાથી, જેનો શોક

વિસ્તાર પામ્યો છે તે રાજા, અને રાજાના કૃત્ય ઉપર હરિવાહને રચેલો પ્રપંચ સાંભળનારા સર્વ નાગ્રીકો, હરિવાહનના કૈતુકવંત, ચરીત્રનું વર્ણન કરતાં સર્વે, પોતપોતાના ઘર તરફ ચાલવા લાગ્યા.

રાજાને પોતાના દુષ્કૃત્યતાના પશ્ચાતાપને નિમિત્તે, સંસાર અગમ્ય (અરૂચીકર) લાગ્યો. માર્ગમાં સર્વ નગ્રજનો સાથે વાર્તાલાપ કરતા, રાજા પોતાના રાજ્ય મેહેલમાં આવી પોહોંચ્યા. સર્વ નગ્રવાસીઓ, રાજાને મેહેલ સુધી વિદાય કરી, પોતપોતાના સ્થાન પ્રત્યે ચાલ્યા ગયા.

પ્રધાન પ્રીયંગુનું નિશ્ચય મરણ નિપજ્યું, એમ સર્વને ખાત્રી થઇ. કોઈના મનમાં તેના મરણનો શોક જરા પણ ઉત્પન્ન થયો નહિં; ઉલટા સર્વ ખુશી થયા, અને હરિવાહનને ધન્ય વાદ દેતા હતા.

રાજાને પણ તેના મૃત્યુથી, લેશ માત્ર પણ કલેશ થયો નહિં. ઠામઠામ હરિવાહનની, ચતુરાઇની ચર્ચા થવા લાગી.

રાજા ઉદાસ ચિત્તે પોતાના અવાસમાં બેઠો. સર્વ રાણીઓ, તથા દાસ દાસીઓ, આસ્વાસન આપવા આવ્યાં. રાજાને કાંઇ પ્રીયકર લાગ્યું નહિં.

રાણી–હે માહારાજ? હે પ્રાણાધાર? આપ આજે ઉદાસ કેમ થયા છો? આપને આજે કાંઇ અડચણ આવી પડી છે? આપને કમળ કુસુમના દર્શન થયાં કે નહિં? આપ ક્રોધ છોડો. આપ આવી અપકીર્તિમાંથી બચો. એ નુકશાનકારક છંદ છોડો. કહ્યું છે કે:—

અનર્થનું મૂળ ક્રોધ છે. ભવબંધન મૂળ ક્રોધ<br>
પ્રાણનાશ મૂળ ક્રોધ છે, કરો ક્રોધનો રોધ;<br>
અપયશ જેણે પામીએ, દુર્ગતિ જેણે થાય,<br>
જેણે સુખલય થાય તે, ન કરો કૃત્ય સદાય.

હે પ્રાણેશ, હું આપને વિનવીને કહુ છું કે! આપ આવાં કૃત્યોથી બચો. એમાં કાંઈ સાર નથી. વળી કહયું છે કે:—

તજો મિત્ર કપટી વળી, પ્રાણ હરણ જે વિત્ત,
હોય અંગ તે તોયપણ, તજવો દૂર ખચીત.

કપટી પ્રધાને આપને આપાત્તમાં નાંખ્યા, તેની શિક્ષા તેને બરોબર મળી છે. હવે એ તરફની ફીકર નથી; પણ પરસ્ત્રીગમનના વિચાર, તમારા મનમાંથી દૂર થવાની જરૂર છે. હવે તે વિચારો દૂર થશે, એવી ખાત્રી થાય છે. આપ સુજ્ઞ છો, એટલે આપને હવે કેહેવાની જરૂર નથી. આપ પણ એ કામમાં પુરેપુરી ખતા પામ્યા છો. કહ્યું છે કેઃ—

ભૂપ રંડીબાજ, વિપ્ર સર્વ ભક્ષિ લોકમાં,
નારી લાજ હિણ દાસ આળસાઇ નોકરમાં;
સ્હાયકાર દુષ્ટ, મૂર્ખ મિત્ર ઠામ સર્વદા,
દેશપાર એટલાં કરી હરોની આપદા.

આવી રીતના અને એવા માણસોને તજવા કહ્યું છે. માટે હે પ્રાણનાથ! આપને શિખામણ દેવાને હમો લાયક નથી, પણ આપને કેહેવું પડે છે. આપના અનિતના આચરણથી, સર્વ રૈયત આપની નિંદા કરે છે. આપની નિંદા હમને હૃદયશૂળ જેવી લાગે છે; પણ આપના કૃત્યથી આપની નિંદા થાય છે. કહ્યું છે કેઃ—

ચિત જેવું પરનારમાં, રહે તેવું હરિ માંય,
પાપ સકળને બાળીને, ભવસાગર તરીજાય.

આ પ્રમાણે હોવા છતાં નરો, ભૂલીને ગોથાં ખાય છે. આપને અતિ અભિલાષા પ્રાપ્ત થવાથી આપે એના પતીને મરવા મોકલ્યો, અગ્નિમાં નાંખ્યો, છતાં તેને કાંઇજ થયું નહિં. આપને અતિ વિપત્તિ પડી, હમારાથી આપનું દુઃખ જોઇ શકાતું નથી. આપ કોઇ રીતે તમાની ઉમેદ, પુરી કરી શકયા નહિં. જ્યાં ગયો ત્યાંથી તેતો જીવતો આવ્યો. માટે આયુષ ખુટયા વગર કોઇ મરતું નથી, એ વાત સત્ય છે. તેમજ ધર્મકરણી કરી હોય, તો તે કષ્ટ વેળાએ મદદ કર્યા વગર રહેતી નથી. કહ્યું છે કેઃ—

દોહરો.

મરણ વિના મરતો નથી, મારો બાણ હજાર,
આયુષ ખૂટે, દર્ભનો કાંટો જીવતર હાર;
ગિરિથી પડતાં નહિં મરે, મરે ન નિરથી નિદાન,
સર્પ ડંશથી ના મરે, નિશ્ચે આયુષવાન.

શિખરણી છંદ.

સમુદ્રે બુડેલા, ગિરિ શિખરથીએ ઢળિ પડેલા,
માહા ઝેરી નાગે મર્મસ્થળ ડંસ્યા, માહિ ગળેલા;
જીવે છે અંગારે બહુ બળિ, રિપુના સમુહથી,
વંદુ માટે આયુઃ સકળ સ્થળ રક્ષે સર્વથી.

માટે જેનું આયુષ લાંબુ છે, તેને કોઈ મારી શકતું નથી. આપની કરેલી સર્વ:યુક્તિઓ નકામી નીવડી. ઉલટી તેને આપત્તિ સંપત્તિરૂપ થઇ.

રાજા—હે પ્રાણ પીયા? તમારૂં કેહેવું, મને આજ સુધી ખોટું લાગતું હતું, પણ આજે મને તમારા વચનો, અમૃત સમાન લાગે છે. હું આ સંસારને અસાર સમજું છું. સર્વ સમૃદ્ધિ મને અપ્રીય થઇ પડી છે. હવે મને તે સ્ત્રીઓના દર્શનની અભિલાષા નથી. હું તેમને માહારી પુત્રી સમાન લેખું છું. તમારા કરતાં આગળથી તેઓએ, માહારા ગુરૂનું પદ ધારણ કર્યું છે. બાકી હતું તેટલું, સ્મશાન ભૂમીપર સર્વ રૈયતના દેખતાં, હરિવાહને ગુરૂપદ ધારણ કર્યું છે. એથી પણ વિશેષ આજે આ તમારા સહવાસથી, વધારે બોધ પામ્યો છું. હવે મને સંસાર સુખની ઇચ્છા નથી. પણ હું પાપી, કયારે મુક્તિને પામીશ, એ સોચનામાં લાગી રહ્યો છું. મને પળેપળે એજ વિચારગરક કરે છે. મને માહારાં કરેલાં કૃત્યોનો પશ્ચાતાપ થાય છે. મને કાંઇ સુજ પડતું નથી. હું શું કરૂં? કયાં જાઉં?

રાણી—હે પ્રાણનાથ ! આપ એકદમ વિરામ પામો નહિં. આપને સ્મશાન વૈરાગ લાગ્યો હોય, એમ લાગે છે. હે સ્વામિ! શાંત થાઓ.

રાજા—મને સ્મશાન વૈરાગ નથી, પણ ખરા અંતઃકરણથી વૈરાગ લાગ્યો છે. તમે સર્વ માહારાં ખરાં પરમોપકારી છો. હું આપ સર્વનો આભાર માનું છું.

રાણી—હે પ્રાણેશ ! હજુ આપણી સુવિદ્યાલક્ષ્મિનું, કન્યાદાન દેવું છે. તેને કન્યાદાન દઈ આપ સુખેથી, ધર્મ સાધનાર્થે આપને યોગ્ય લાગે એમ કરશો.

રાજા—હા ! પ્રીયા ! હું પણ તેજ વિચારમાં છું. આપણે એ પુત્રીનું કન્યાદાન કયા પુરૂષને દેવું ?

રાણી—આપને યોગ્ય લાગે, તે પુરૂષને શોધી, કન્યાદાન કરો.

રાજા—મને હરિવાહન યોગ્ય લાગે છે. એના જેવો ભાગ્યશાળિ બીજો પુરૂષ, માહારા ધ્યાનમાં નથી. એમાં તમારો શો વિચાર છે ?

રાણી—હે ઇશ ! આપને જે ઠીક લાગ્યું તેજ ખરૂં. હમારો કોઇ પ્રકારનો અનાદર નથી. આપ જે કરશો તે બરોબરજ કરશો.

આ પ્રમાણે રાજાએ રાણીની સંમતીથી, પોતાની કન્યા હરિવાહન સાથે પરણાવવા નિશ્ચય કર્યો.

રાજાએ તુરત હરિવાહનને તેડાવ્યો. તુરતજ હરિવાહન આવ્યો. રાજાએ પોતાનું દેવું વાળવાને, પોતાની પુત્રી સુવિદ્યાલક્ષ્મિનું પાણીગ્રહણ કરવા, હરિવાહનની વીનંતી કરી, હરિવાહને ઘણી આનાકાનીએ કબુલ રાખ્યું.

રાજાએ તુરત જોશીને બોલાવી, લગ્ન તીથી નકકી કરી. રાજ્યભૂવન શણગાર્યો. શુભ મુહુર્તે પોતાની કુંવરીનું કન્યાદાન દીધું. રાજાએ કન્યાદાન સમયે પોતાના સર્વ રાજ્ય સહિત, પોતાની સર્વ સમૃદ્ધિ હરિવાહનને કન્યાદાન નિમીત્તે અર્પણ કરી.

જ્યારે રાજાએ સર્વસ્વ અર્પણ કર્યું, ત્યારે હરિવાહન ચકીત થઇ પુછવા લાગ્યો:—હે માહારાજ! આપ આ શું કરો છો ? આપ સર્વ રાજ્યનો ભાર માહારા પર નાંખી, શું કરવા ધારો છો? માટે માહરે ગ્રહણ કરવું અયુક્ત છે. હું આપનો સેવક છતાં આપે, માહારા ઉપર અપાર કૃપા કરી, મને જામાત્ર બનાવ્યો; પણ સર્વ રાજ્ય અર્પણ કરો છો, તે અયુક્ત છે.

રાજા—હે હરિવાહન ! મેં તમને કહ્યું હતું કે:–હવે મને આ સંસાર વિષસમ ભાસે છે. આપ જાણો છો છતાં, પુછવાનું કાંઇ કારણ નથી. હવે તમે સેવક નથી, પણ માહારા પૂત્ર તુલ્ય થયા છો. હવે આ રાજ્યનો ભાર તમારે વહન કરવાનો છે. હવે આ રાજ્યના સ્વતંત્ર માલીક તમે થયા છો. તમે પ્રજાના લાડ પુરા કરજો.

આ પ્રમાણે રાજાએ હરિવાહનને રાજ્ય સોંપ્યું, અને પોતે પોતાને જોઇતું ધન લીધું. તેણે લીધેલું સર્વ ધન યાચકોને દાનમાં આપ્યું. તે સુગુરૂને શોધવાની ફીકરમાં પડયો. ગુરૂ માહારાજ પણ પ્રેમના આકર્ષણથી ખેચાયા હોય, તેમ તેમના આવવાના સમાચાર મળ્યા.

ગુરૂને સામૈયું કરી, મહોત્સવે નગ્ર પ્રવેશ કરાવ્યો. પુર્વે પોતે કરેલાં દુષ્કૃત્યનું, પ્રાયશ્ચિત નિવારણ કરવા, સન્યસ્ત દિક્ષા લેવા તૈયાર થયો; તે સમયે તેને હરિવાહન બોધરૂપી વચનો કહે છે.

---

## પ્રકરણ ૧૭ મું.

હરિવાહન—હે રાજા ! આપનું અંતઃકરણ, પુર્ણ વૈરાગ્યના પાકા રંગથી રંગાયું હોય, જો આપને આ સંસારના અસારપણાનું નિશ્ચયપણું પ્રાપ્ત થયું હોય તો, ગૃહસ્થાશ્રમ ત્યાગ કરજો; નહિં તો માહા અનર્થ થશે. સન્યસ્ત ગ્રહણ કરી પાછું મુકવું, અગર બરોબર નહિ પાળવું, તેના કરતાં સંસારમાંજ રાજ્ય-ભોગ ભોગવો. વાનપ્રસ્ત તરીકે અહિંજ સુકૃત્ય કરી, દેહનો અંત આણવો લાભકારી છે. ગૃહસ્થાશ્રમ છોડી સન્યાસી થઇ, ઘર છોડી જવાથી ઉલટો અનર્થ નિપજે છે.

સાધુ પુરૂષોનાં મન અડગ હોવાં જોઇએ, મન, વાણી, અને કાયા એ ત્રિકરણ સુદ્ધીથી, ધર્મના નિયમો સાચવવા જોઇએ. તમારા ગુણનો તમારેજ વિચાર કરવો જોઇએ. જો એમાં અવિચારીપણુ રાખશો, તો નર્કમાં પણ તમને લેશ સુખ પ્રાપ્ત થશે નહિં.

કયા કયા પુરૂષો નર્કના અધિકારી છે, તે સાંભળો.

કહ્યું છે કે:—

ગીતિ.

પરનારીને જોઇ ઇચ્છે નિચ નર સકામ થઇ ટાંપી;
જાણે છે તે નહિં મળે તથાપિ મિથ્યા બને જુવો પાપી.
ખોટી શાક્ષિ પૂરનારો, ખોટા બોલો, નિગમ નિંદનારો;
ડંડ જુઠો દેનારો એ ચારેનો નર્ક વિષે આરો.
મિત્ર દ્રોહ કરનારો પિશુન કૃતઘ્નિ વળી સ્ત્રી હત્યારો;
નીકાલ નથી કયાંએ કેમે કરતાં પાપથી છૂટકબારો.

એવા પુરૂષોનો નર્કમાં વાસ છે. વળી કહ્યું છે કે:—

દોહરો.

મિત્ર દ્રોહી અપકારી જે, મારે દઇ વિશ્વાસ;
તપે રવિ શશી ત્યાં લગી, તેનો નર્કે વાસ.
ગુરૂ, સેવકને સેવ્યની, મિત્ર, પૂત્રની નાર;
બ્રહ્મઘાતિને જાણવો નર્કનો ભોગવનાર.
સત્ય હરે સુતને હરે, કરે પુન્યની હાણ;
સ્વર્ગે પિતૃને દમે, અસત્ય વદતાં વાણ.

વળી એ કરતાં વધારે એ છે કે:—

ચોપાઇ.

ગર્વની ગુફા વિશે રૂંધાયલો સદાયજે,
પાપ કર્મમાં મદોન્મત્ત જે નહિ લાજે.
સર્વ પ્રાણી સાથ જે અકાજ વેરને ઘડે,
દુઃખ ભાગી તે અભાગી નર્ક રૈરવે પડે.

ઉપર પ્રમાણેના ગુણોવાળા પુરૂષો, નર્કના ભોક્તા થાય છે. ચોગને ધારણ કરવા તત્પર થયેલા હે રાજા! એમાંના કેટલા-એક ગુણો, તમારામાં વાસ કરી રહ્યા હતા. જો તમને આ અસાર સંસારની અસારતા, પુરેપુરી સમજાઇ હોય, તમારા મનમાં પૂરે પૂરો વૈરાગે વાસ કર્યો હોય, તમને તમારી કાયાનું કલ્યાણ કરવાની ઈચ્છા થઇ હોય, તો સુખેથી પ્રવ્રજ્યા ગ્રહણ કરો, અને ખરા સુદ્ધ અંતઃકરણથી, ત્રીકરણરૂપે પાળો. ત્રીકરણ સુદ્ધી રૂપે પાળશો તો, આવાગમનના સંકટથી મુકત થશો, તેમ યમ દરબારના પરમાધાર્મિકોનું દર્શન સ્વપ્ને પણ થશે નહિં. શીવ-પુરનો માર્ગ સેહેલો થશે.

રાજા—હે હરિવાહન! તાહારી સ્ત્રીઓના સમાગમથી, અને તાહારા હાલના બોધ વચનથી, તેમજ ગુરૂ માહારાજના વાકયોથી મને સંસારની અસારતા, પુર્ણપણે સમજાઇ છે. મને હવે સર્વ સુન્યવત ભાસે છે. માહારૂં મન કયાંએ ઠરતું નથી ગુરૂચરણમાં માહારૂ મન હરનીશ રમતું થયું છે, હવે હુ નિશ્ચયપણે અડગ પ્રવજ્યા પાળીશ.

મને હવે આ સંસાર દુઃખનું કારણરૂપ છે, એમ ચોકસ સમજાયું છે. આ પુદગળ (દેહ) અનેક પ્રકારના આધિ, વ્યાધિ અને ઉપાધિનું સ્થાન છે એમ સમજાય છે. આ અસ્થિરૂપ કાષ્ઠથી પેદા થયેલું અસુચિનું સ્થાન રૂપ પુદગળ, જેનો સ્વભાવ સડણ, પડણ અને વિદ્ધંશણ છે, એવું એ પુદગળ ગમે ત્યારે પણ ત્યાગવા રૂપ છે; તેથી તેના ઉપરથી માહારી મમતા દૂર થઇ છે.

મને ઇચ્છા, વાંસનાઓનો રોધ થયો છે, હવે તે કદી પણ અસર કરવા શક્તિવાન નથી. હે હરિવાહન! તમે સુખેથી આ રાજ્ય ભોગવો, પ્રજાને પુત્ર રૂપે પાળો; અને મને સન્યસ્ત દિક્ષા ગ્રહણ કરવાની આજ્ઞા આપો. હું માહારાં પુર્વ કૃત્યો ક્ષય કરૂં, જેથી માહારૂ કલ્યાણ થાય. હું તમને છેલ્લી એક વાત કહું છું:—'કદી પણ માહારા જેવું આચરણ કરશો નહિં.'

હરિવાહન—હે ઇચ્છાનુંરોધી મહેંદ્ર માહારાજ ! આપના આવા અત્યુત્તમ વિચાર સાંભળી, અત્યાનંદ પ્રાપ્ત થયો છે. આપની આ સદ્ધ વૃતિથી, આપનું કલ્યાણ થાઓ, એમ પરમ-કૃપાળુ ઇશ પ્રત્યે, માહારી નમ્ર યાચના છે. આપ સુખેથી પ્રવજયા ગ્રહણ કરો. આપનું કલ્યાણ થાઓ. પુન્યના બે બોલો સાંભળો.

દોહરો.

સકળ પાપથી દૂર જેહ, સર્વ જીવ સાહ્યક જેહ;
દયા દીપ જેને અંગ, સ્વર્ગનો પાકો રંગ તેને છે.
તપ, ક્ષય મૂળ સનમાન છે, તપ વાધક અપમાન;
પુન્યહાણ મૂળ કીર્તિને, નિંદા સદગતિ સ્થાન.
મંદાકિની [1]માં સ્નાનનો, મૃગનયની મુખપાન;
ગિરિમંદર ઉપવન ક્રિડા, પામે સુકૃતવાન.

મૃગ જેવા નયનવાળી સ્ત્રીનું અધરામૃતનું પાન કરવા કરતાં, ગંગાનદિમાં નાહીને પાવન થવું, અને મંદ્રાચળ પર્વતની ગુફામાં, એકાંત બેસી તપ કરવું, અતિ સુખકર છે.હવે મને સંસાર સુખની ઇચ્છા સ્વપ્ને પણ થશે, એ વાતતો બનશે નહિં; માટે હે પરોપકારી હરિવાહન નિશ્ચિંત રહો.

વળી કહ્યું છે કેઃ— મદાક્રાંતા છંદ.

નિવૃત્તિમાં નિશદિન, રહે સાધુંની વૃતિ સદાય;
ઈંદ્રિયોના વિષય નિયમમાં, પાપ માર્ગે ન ધાય.
નિંદા કોની કદિ નવ કરે, શાંતિમાં દિન ગાળે;
એવા રૂડા નર મહિ[3] તળે, પાપના પુંજ[4] ટાળે.
દાને વૃતિ નિર્ધન છતાં, શાંતિ શ્રીમંત અંગે;
જુવાનીમાં તપ તર તીએ, જ્ઞાનિ છે મૌન્ય રંગે.
સુખની ગઇ સકળ મમતા, ને દયાળુ વધારે;
આપે નિશ્ચય સ્વર્ગ સુખને એ છ રૂડે પ્રકારે.

હે રાજા ! સદા નિવૃતિમાં મન રાખજો. હવે હું આપને

૧ ગંગા નદી ૨ મંદ્રાચળ પર્વત. ૩ પૃથ્વિ ૪ સમુહ.

બોધ કરવાને લાયક નથી. આપ જગતના હિતકર, એવું ગુરૂપદ ધારણ કરવાનું ખ્યાનું, હાથમાં લીધું છે. હું આપને ગુરૂપદી રૂપે નમન કરૂં છું. આપ માહારા અવિનિત શબ્દની ક્ષમા કરજો.

રાજા—હે હરિવાહન! આ સર્વ તાહારી સ્ત્રીઓના, અને તાહારા, પ્રતાપથીજ હું પ્રાપ્ત કરવા શક્તિમાન થયો છું. મને તમારા જેવા સજ્જનોનો સંબંધ થયો નહિ હોત તો, હું આ ગતિ પામતે નહિં. માહારો પ્રીયગુ મંત્રી, જેમ પોતે ખુશીથી યમ લોકે ગયો, તેમ તે મને પણ ત્યાંજ લઇ જાત. પ્રથમ તાહારી સ્ત્રીઓ માહારી ગુરૂ છે. અને પછી તમે માહારા પરમસ્નેહી ગુરૂ છો. હું તમો સર્વ પાસે માહારાં કરેલાં દુષ્કૃત્યોની ક્ષમા ચાહું છું.

હરિવાહન—હે માહારાજ! આપ આ સમયે તે ગુણના ગ્રાહી નથી. આપ દુર્ગુણ ત્યાગી, ગુણાનુરાગી થયા છો. જે વખતે જેવો સંગ, તે વખતે તેવો રંગ હતો. આપ હવે દોષીત નથી. હમો આપને માફી બક્ષીએ છીએ. આપે માહારા જેવા રંકપર કૃપા કરી મને ન્યાલ કર્યો છે. આપ મનમાંથી પુર્વકૃત કર્મોનો વિચાર દૂર કરો. હવે આપને એ ગુણ આવે એમ નથી, પુર્વકૃતનો ક્ષય કરવાનો પ્રબળ માર્ગ પકડયો છે. રૂડાં કર્મનાં ફળ કેવાં છે તે સાંભળો.

શિખરણિ છંદ.

રૂડે ફૂળે જન્મ વિવિધ રીતની સાયબિ ભરી,<br>
સગાંનો સંયોગ સુખ અસલથી આવ્યું ઉતરી,<br>
રૂડી કીર્તિ લોકે મહિપ કુળમાં મોટમ મળે,<br>
ફળો એવાં રૂડાં સુકૃત તરૂનાં માનવી રળે.

આ પ્રમાણે વાર્તાલાપ થયા પછી, ગુરૂ માહારાજે રાજા વિશાળાપતીને સદ્બોધ આપી, સન્યસ્ત દિક્ષા આપી.

રાજા આશ્રમ છોડીને, દિક્ષા લઇ દેહના સાધનાર્થે નગ્રથી બહાર નીકળ્યા. નગ્રવાસીઓ તથા હરિવાહન, સર્વ સુરસામંતો સાથે વળાવવાને, પગ પાળે નગ્ર બહાર આવ્યા. નગ્રથી બે

ત્રણ કોસ સુધી, યોગી રાજાની પાછળ પાછળ, સર્વ પગપાળે ચાલીને ગયા. યોગી રાજાએ ફરીને વિદાય થવા કહ્યું, સર્વ નાગરીકો રાજાને યોગેશ્વર વેશે જોઈ ખેદયુક્ત થયા.

યોગેશ્વર રૂપે રાજા—હે બંધુઓ? હવે તમે સર્વ પોત પોતાના સ્થાને પધારો. હવે તમારે અને માહરે કાંઇ સંબંધ નથી. હવે હું તમારો રાજા નથી. મેં સર્વ રાજ ઋદ્ધિ છોડી, યોગી સ્વરૂપ ધારણ કર્યું છે. હવે તમારો રાજા આ હરિવાહન છે. એ માહા નિતિજ્ઞ છે. વિનયવંત છે. એ તમને માહારા કરતાં અતિ સુખ આપશે એના ઉપર પ્રીતી રાખજો. હું જ્યારે રાજા હતો ત્યારે મે ઘણાં નિચ કર્મો કર્યાં. તે નિચ કર્મ ક્ષય કરવાનો માર્ગ, આ નિતિજ્ઞ પુરૂષે કૃપાવત થઇ મને દેખાડયો. હું એનો ઘણો આભારી છું. એમ કહી વનમાં ચાલ્યા જાય છે.

હરિવાહન તથા સર્વ પુરજનો, રાજાને વિદાય કરી, જેવી નિંદા કરતા હતા, તેવીજ પ્રસંસા કરતા, નગ્ર તરફ પાછા ફર્યા.

જેવા ક્ષત્રીઓ કર્મ બાંધવા તત્પર છે, તેવાજ તેઓ છોડવા પણ સમર્થ છે. ક્ષત્રીઓને વીર પુરૂષોનું નામ આપ્યું છે, તેનું કારણ એજ છે.

હરિવાહનને રાજાના રૂપે સ્વીકાર્યો. સર્વ લોકો ખુશી થયાં. તેઓ ખરા અંતઃકરણથી હુકમ ઉઠાવવા લાગ્યા.

નિતિજ્ઞ હરિવાહન પ્રજાને પીડીત કર્મો વર્જ્ય કરતો. આખા નગ્રમાં સુખ શાંત ફેલાઇ. કોઇ કોઇને કનડગત કાર્ય કરતા નથી. સર્વ એકમેક મલાહસંપથી ચાલે છે આધ, વ્યાધિ અને ઉપાધિ એ ત્રણેને દેશવટો દીધો છે. દ્વેશ એ શબ્દ કોઈના જાણુવામાં નથી. શોક, ભય, પીડા તો સમુળ ત્યાગ કરી દેશ છોડી ગયાં છે. ચોરી, આદીનું નામ નથી. સર્વ પ્રજા રાજાને જોઇ દેવની પેઠે ગણે છે.

રાજા હરિવાહનને પોતાની ત્રણે સ્ત્રીઓથી, ત્રણ પુત્ર રત્ન થયાં. પૂત્ર પ્રસુત કાળે મહોત્સવ રચાવ્યો. બંધી જનને દાન આપ્યાં. જાચકોને ધનાઢય બનાવ્યા, તેથી આખા દેશમાં તેની કીર્તિ ફેલાઇ, એટલુંજ નહિં પણ દેશે દેશમાં પ્રખ્યાત થયો. ત્રણે પૂત્રોના નામ અનુક્રમે, નીચે પ્રમાણે પાડવામાં આવ્યા, કમળકળાથી ઉત્પન્ન થયેલા, પૂત્રનું નામ ભદ્રબાહુ પાડયું. કુસુમકળાથી ઉત્પન્ન થયેલાનું નામ વજ્રબાહુ, અને સુવિધા લક્ષ્મિથી ઉત્પન્ન થયેલાનું નામ, દીર્ઘબાહુ એ પ્રમાણે નામ પાડવામાં આવ્યાં.

ત્રણે કુંવરો માહા તેજસ્વી, અને ચતુર હતા. તેઓ નામાં તેમના નામ પ્રમાણે ગુણોએ વાસ કર્યો હતો. ચતુરાઈ છુપી રહેતી નથી. બાળવય હોવા છતાં, પણ પ્રકાશી નીકળે છે.

પુત્રો પાંચ પાંચ વર્ષના થતાં, તેમને વિદ્યાભ્યાસ કરાવવો શરૂ કર્યો. અસ્ત્રવિદ્યા, બાણવિદ્યા, વિગેરે રાજકુળને યોગ્ય સર્વ વિદ્યા શીખવી કુશળ કર્યા. રાજા તથા સર્વ રૈયત પુત્રોને જોઇ, અતિહર્ષ પામતા હતા.

## પ્રકરણ ૧૮ મું.

હવે કુંદનપૂરના રાજાએ બીજે દિવશે, જ્યારે પોતાની પૂત્રી કમળકળાનું હરણ થયું જાણ્યું, ત્યારે તે માહા ખેદ કરવા લાગ્યો. હરણ કરનાર પુરૂષની ખોળ કરવા, આખા નગરના સર્વ ઘરો તપાસાવ્યાં; પણ પત્તો લાગ્યો નહિ.

ઠામેઠામે ખોળવાને માણસો મોકલ્યાં. સ્વારો દોડાવ્યા. દશ વીશ ગાઉની ગીરદમાં, માણસો ફરી વળ્યા; પણ કોઇ ઠેકાણે થી પત્તો લાગ્યો નહિં. કાયર પુરૂષો થોડે થોડે દૂર, તપાસકરી પાછા ફર્યા. ખતી પુરૂષો તપાસ ચલાવતા આગળ વધ્યા. તેમ-

નામાંથી કોઇ પુરૂષ શોધતો શોધતો, કેટલેક વર્ષે રત્નપુરમાં આવી પહોંચ્યો. રત્નપુરમાં શોધ કરવાને બહાને, ઘણા દિવસ સુધી આમતેમ ફર્યો. એક દિવસ કમળકળા પોતાના મેહેલની બારીમાં બેઠી હતી. ત્યાં થઇ પેલો ખોળ કરનારો પુરૂષ જતો હતો, તેણે કમળકળા જે બારીમાં બેઠી હતી, તેને બરોબર ધારી ધારીને જોઈ. તે બરોબર ઓળખી શક્યો નહિં. લાંબો વખત વિત્યો હતો. તેના શરીરનો ઘણો ભાગ ફેરફાર થયો હતો; તોપણ ચોકસ મુખમુદ્રાથી તેને ખાત્રી થઇ, કે આ કમળકળા હોવી જોઇએ. તેને પુછવાની તેની હીમત ચાલી નહિં. તે તેની સામુ ટગર ટગર જોતો, થોડી વાર ઉભો રહ્યો. અજાણ્યા પુરૂષને પોતાની સામુ પુરી નજર માંડી, નિર્વીકારીપણે જોતો દેખી, કમળકળા વિચારમાં પડી; તેણે તે પુરૂષને પોતાની દાસી મોકલી, પોતાની પાસે બોલાવ્યો, અને કારણ પૂછ્યું.

હે પુરૂષ તું ક્યાંનો રહીશ છે ? તું માહારા સામું ટગર ટગર જુવે છે, તેનું શું કારણ છે ? તાહરે કાંઇ કામ છે ? કોઇએ તને દુભવ્યો છે ? તું શું કહેવા ધારે છે ? ઝટ બોલ,

પુરૂષ—હે બાઇ ! મને કાંઇ કારણ નથી. માહારે કાંઇ કેહેવાનું નથી મને કોઇએ દુભાવ્યો નથી. હુ આપને નિહાળીને જોઉં છું, તેનું કારણ એટલુંજ છે કેઃ—હુ કુંદનપુરના રાજા જીતશત્રુનો સેવક છું. હમારા રાજાની કુંવરીનું આજ બાર વર્ષ થયાં, કોઇ પુરૂષ હરણ કરી ગયો છે. હમારા રાજાએ ઘણી શોધ કરી, પણ પત્તો લાગ્યો નહિં. હું ત્યાંથી તે કુંવરીને શોધવા નીકળ્યો છું; હું દેશેદેશના નાહાનાં મોટાં ગામો, નગ્રો, અને પુરો જોતો જોતા આ રત્નપુરીમાં, એક માસથી આવ્યો છું. અહિ મને પત્તો લાગ્યો નહિં. આજે આપને બારીએ બેઠેલાં જોઇ, આપની મુખ મુદ્રા જોવા હું અહિં ઉભો રહ્યો. આપની મુખ મુદ્રા હમારા રાજાની પુત્રીને, મળતી આવે છે; પણ માહારા મનમાં શંકા ઉત્પન્ન થાય છે, કે આપ છો કે અન્ય. ફક્ત તે વિચાર કરતો

હતો એટલામાં, આપની દાસીએ મને અહિં બોલાવી આણી આપના આગળ ખડો કર્યો છે. હું કાંઇ આપને વિકારી દ્રષ્ટીએ જોતો નથી. આપ ક્ષમા કરો, અને મને રજા આપો. કમળકળા કુંદનપુરનું નામ સાંભળતાં ચકીત્ત થઇ, અને પોતાના પીતા જીતશત્રુનું નામ સાંભળતાંજ, બાવરી બની અને તે પુરૂષને સમાચાર પૂછવા લાગી; અને કહ્યું કે હું માહારી ખુશીથી, આ રાજા સાથે ત્યાંથી આવી છું.

અહિં રાજ્ય કરે છે, તે પુરૂષ પ્રથમથી રાજા નથી. એતો આપણા નગ્રનો પુરૂષ છે. કર્મ યોગે હાલ થોડા સમય પર રાજ્ય મળ્યું છે. હું જે દિવશથી કુંદનપુર છોડીને, આ પુરૂષ સાથે માહારી સ્વેચ્છાએ આવી, ત્યારથી સુખ શાંતિમાં છું.

એ પ્રમાણે પોતાના સમાચાર કહી, સેવકને એકાંત જગાપર મુકામ કરાવ્યો. અને રસોઈ વિગેરેની સામગ્રી તૈયાર કરાવવા પોતાના સેવકને હુકમ કર્યો. સેવકે રાણીના હુકમથી પંથી સેવકને, એકાંત મેહેલમાં વાસ કરાવી, સર્વ સામગ્રી તૈયાર કરાવી આપી.

હરિવાહન જ્યારે કચેરીમાંથા આવ્યા, ત્યારે કુંદનપુરથી શોધવા આવેલા સેવકના સમાચાર કહ્યા, કુંદનપુરથી સેવક આવ્યા ના સમાચાર સાંભળી હરિવાહન અતિ ઉલ્લાસ પામ્યો. સેવકને અન્ન, પાનાદીકના સાહીત્ય પુરાં પાડવાને, અને મુકામ આપવાને જણાવ્યું. રાણીએ જવાબઆપ્યો:—માહારાજ સર્વ બંદોબસ્ત કર્યો છે.

રાજાએ તે સેવકની સારી રીતે, થોડા દિવસ પરોણાગત કરી. સેવક પોતાના કુંદનપુર જવાની આજ્ઞા માગી. હરિવાહને તેને ઉત્તમ અસ્વ, તથા સેલાં, કડા, કંઠી વિગેરે ઇનામમાં આપી એક સાથે પોતાનો હસ્ત લીખીત પત્ર લખી આપી વિદાય કર્યો.

સેવક અસ્વારૂઢ થઇ, ખેડખેડ કરતો થોડા સમયમાં, કુંદન પુર આવી પહોંચ્યો. રાજકચેરીમાં જઇ પુત્રી કમળકળાના સમાચાર કહ્યા; અને પત્ર આપ્યો. રાજા પત્ર વાંચી હર્ષ પામ્યો અને સેવકને ન્યાલ કર્યો.

જીતશત્રુ રાજાએ, પોતાની પુત્રીજામાત્રને તેડવા, પ્રધાનાદિ પુરૂષોને મોકલ્યા. તેઓ રત્નપુર આવ્યા, અને હરિવાહનને જીતશત્રુનો હસ્તલેખીત પત્ર આપ્યો.

હરિવાહને પત્ર વાંચ્યો. તેને પોતાને નગ્ર જવાની ઇચ્છા થઇ. રાજ્ય કોને સોપવું તેની સોચનામાં પડયો.

હરિવાહને વિજયસેન, અભયસેન, અજીતસેન નામના આગલા વખતના જુના પ્રધાનો હતા, તેમને બોલાવ્યા. તેણે તેમને રાજ્ય સોંપ્યું, અને પોતે કુંદનપુર જવાનો વિચાર જણાવ્યો. પ્રજાને પોતાની ગેરહાજરીના વખતમાં, દુઃખ પડવા દેવું નહિં, એવી ભલામણ કરી.

આ પ્રમાણે ભલામણથી, પ્રધાનોને રાજ્ય સોંપી, પોતે કુંદનપુર જવાની તૈયારી કરવા લાગ્યો. તેણે થોડું લશ્કર અને પોતાના ખાસ કારભારીઓને સાથે લીધા. રાજા પોતાના ત્રણ પુત્રો, તથા ત્રણ રાણીઓને સાથે લઇ ઇંદ્રના જેવા દબદબા સહીત, કુંદનપુર જવા નીકળ્યો.

માર્ગમાં આવતાં રાજાઓને પોતાની આણ મનાવતો આગળ ચાલતો, કુંદનપુર આવી પોંહોચ્યો.. કુંદનપુર સમીપ પોતાના ડેરા તંબુ નાંખ્યા. પોતાની સ્વારીનો પડાવ નાંખી, પોતાના એક સેવકને કુંદનપુરના રાજા, જીતશત્રુને પોતાના આવ્યાના સમાચાર કેહેવરાવ્યા.

રાજા જીતશત્રુએ, હરિવાહનના આવ્યાના, સમાચાર સેવકને મુખેથી સાંભળી, અતિ હર્ષ પામી, સેવકને વધામણી આપી. તેણે પોતાના સામંતોને પોતાનું નગ્ર, શણગારવા હુકમ આપ્યો. પોતે સામંતોને સાથે લઇ, હરિવાહનને મળવા આવવા, નગ્ર બાહાર આવવા નીકળ્યો.

જયારે જીત શત્રુ સામો આવ્યો ત્યારે હરિવાહન પણ તેને આવતો જાણી સામો પગે ચાલીને આવ્યો. તેઓ બન્ને પરસ્પર એક એકને રાજ્ય રીતીએ મળ્યા, અને મોહોટા આડંબરે, નગ્ર પ્રવેસ કરવા ઠરાવ્યું.

શુભ દિવસના શુભ ચોઘડીએ, મોટા આડંબરથી નગ્ર પ્રવેશ કર્યો, સર્વ દરબારીઓને ઈનામ અકરામ આપી, વિદાય કર્યા. કચેરી બરખાસ કરી, સસરો જામાત્ર રંગભુવનમાં ગયા.

પૂત્રી માતાની સાથે મળી. પોતાની સાથે પોતાની બેઉ શોકય બેહેનો હતી, તેમની પ્રસંસા કરી. પોતાનો તથા શોકયોના પુત્રો ઓળખાવ્યા.

હરિવાહને રાજા જીતશત્રુના ખોળામાં કમળકળાના પુત્ર સુબાહુને બેસાડી કહ્યું:—આ તમારો દુહિત પુત્ર. અને આ બીજા બે પુત્રો પણ તમારાજ દુહિત પુત્ર છે. કારણ ત્રણે રાણી બેહેનોના આચરણે રહે છે. રાજા પુત્રોને જોઈ, અતિ હર્ષ પામ્યો. એક એકને અનુક્રમે ઉછંગે બેસાડી, ખુશી થયો. હરિવાહનના વખાણ કરવા લાગ્યો.

જીતશત્રુ રાજા હરિવાહનને, અતિ રૂપવાન અને સૌંદર્યવાન જોઇ તે કોણ હશે, તે જાણવાની આકાંક્ષામાં વિચારથી સ્તબ્ધ થયો. પુછવું, કે નહિં પુછવું તે તેને સમજ પડી નહિં; કારણ તેને પુછવાની હીમત ચાલી નહિં. આખરે હીમત કરી, નમ્રતાથી અચકાતાં પુછયું. હે નૃપેશ! નરેશ! આપ કયાંના પાટવી હતા? આપનું કયું કૂળ છે? અને આપને માહારી પુત્રીનો યોગ કયાંથી મળ્યો.

હરિવાહને રાજાને પ્રત્યુત્તર આપ્યો:—હે રાજા હું કોઇ રાજાનો પુત્ર નથી. હું તો આપના નગ્રનો ધિવર હતો. એમ કહી પોતાને મળેલા માહાત્માની, પોતે લીધેલા વૃતની, માર્ગમાં બનેલા બનાવોની, અને રત્નપુર ગયા પછી બનેલી, તેમજ લંકા દ્વીપ ગયાની, રાજા વિશાળાપતીનું રાજ્ય મળ્યાની, સર્વ હકીકત સંક્ષેપે કહી.

રાજા—હરિવાહનના મુખથી ધીવર શબ્દ સાંભળતાં, એકદમ આશ્ચર્ય પામ્યો. તેણે પુછયું ધિવર છતાં, આ સમૃદ્ધિ કેવી રીતે પ્રાપ્ત થઇ, તે વિષે પુછયું. હરિવાહને પોતાના અડગ વૃતથી,

સહાય થયેલા દેવતાની, સર્વ હકીકત કહી, જણાવ્યું કે, તે દેવતાના પ્રતાપથી, અને અહિંસા ધર્મના પ્રભાવથી, આ સર્વ પ્રાપ્ત થયું છે.

રાજા હરિવાહનનું આવું બોલવું સાંભળી, તેના ઉપર પોતાના પુત્રની પેઠે હેત કરી કહ્યું: હે નૃપોત્તમ! આપનું ચરીત્ર અદ્ભૂત લાગે છે.

રાજા પોતાના અંતઃકરણમાં વિચારવા લાગ્યો:— કોઈ કારણને લીધે ધિવર કુળ ધારણ કરવું પડયું છે; એના આચરણ ધીવરનાં નથી, ધિવરને દયા પ્રાપ્ત થઇ, અહિંસા ધર્મની શ્રદ્ધા બેસેજ નહિં. એ સંસ્કારે ઉત્તમ દેખાય છે. તે સંસ્કારોએ ધિવર કુળ છતાં ભાગ્યશાળી થયો. એ ઉત્તમ છે, એને વાસ્તે શંકા લાવવાનું કાંઇ કારણ નથી.

સર્વ પુરજનો રાજા તથા જામાત્રને જોઇ, અતિ હર્ષવંત થયા. સર્વ જામાત્રના રૂપની પ્રસંસા કરતા હતા. પુત્રોનાં સૌંદર્યથી તો, લોકો ડીંગ થયા; પુત્રો મહા તેજવાન હતા. પ્રથમ લોકોને કોઇ દેવ છે, એ પ્રમાણે લાગ્યું; પણ પોતાના નગ્રના ધિવરની ઓળખાણ પડી નહિં; કારણ ધિવર વખતનું રૂપ, અને આ વખતના રૂપમાં, જમીન અને આકાશને જેટલું છેટું છે, તેટલું છેટું પડી ગયું હતું. તેમજ ત્રણે પુત્રો ખરેખરા દેવકુમાર સરખા હતા. આ શેહેરમાં ઓચ્છવ થઇ રહયો હતો.

જ્યારે નગ્રવાસીઓને ધિવરની ઓળખ પડી, ત્યારે તેઓ સર્વ ઉલટા વિશેષ પ્રશંસા કરવા લાગ્યા. અને તેના ભાગ્યની વિશેષ પ્રશંસા થવા લાગી.

માતા તથા પુત્રી (દીકરી)નો ઘણે વર્ષે વિજોગ તુટયો, તેઓ એકએકને વળગીને ભેટયાં. પછી શાંત થઇ, પ્રેમ વાર્તા કરવા લાગ્યા. માતાએ પુત્રીને કહ્યું:—હે વત્સા! તેં સ્વેચ્છાએ એ વર વર્યો, એ અઘટતું કર્યું. હલકું કુળ છતાં આ ગતિ પામ્યાનું કારણ,

તાહારૂં મહદ્ ભાગ્ય છે. તાહારો સ્વામિ નિચકુળ છતાં, આખા જગતને પુજનીય થયો. એ એના આગલા ભવની, ઉત્તમતાની નિશાની છે. તું એ ભરથાર પામી, એ પણ તાહરૂં ચઢતું ભાગ્ય હો વાને લીધે. સ્વેછાએ આવું અઘટીત કાર્ય કરનારામાં, ભાગ્યંત તુંજ નિવડી છે. તાહારા કરતાં આ તાહારી શોકય બેહેનોના, ભા ગ્યનો તો પારજ નહિં. એ પ્રમાણે પ્રશંસા કરવા લાગી.

પુત્રીએ માતાને ઘણા હર્ષ સહીત જણાવ્યું કે, સર્વ પ્રતાપ ભાગ્યનો છે. ભાગ્યથીજ અહિંસાધર્મ પામ્યો. દેવ સાનીધકારી થયો; અને ઓહોટું રાજ્ય મળ્યું. હે માતા ! તમેજ કહેતાં હતાં કે “ હું માહાત્માના પ્રતાપથી અવતરી, અને તે માહાત્માએ બનવાનો બનાવ, આગળથીજ કહયો હતો; તેજ પ્રમાણે થયું છે; એમા કાંઇ વિષેશતા નથી, ભાવી બળવાન છે. બનનાર વાતને કોઇ મીથ્યા કરી શકતું નથી. હવે તમારે બોલવું, અને મને ઠપકો દેવો, એ ખોટું છે. આપ વડીલ છો.

જીતશત્રુ રાજા કચેરીમાંથી પરવારી, જ્યાં મા તથા દીકરી બેઠાં હતાં, ત્યાં આવ્યો. રાણીએ રાજા આગળ પૂત્રીએ કરેલી સર્વ વાત કહી, અને પૂત્રીના ભાગ્યનાં વખાણ કર્યાં. પીતાએ પૂત્રીને ઘણે વર્ષે જોઈ, તેથી તેને વિયોગનો સંતાપ હતો તે સમ્યો. રાજા પૂત્રીને તથા તેની સોકય બેહેનોને જોઇ, ઘણો હરખ પામ્યો.

જ્યારે કમળકળા નાહાની હતી, ત્યારે રાજા તેને પોતાનાં પ્રાણ કરતાં અધિક ગણતો હતો. તેનું હરણ થયું ત્યારથી રાજાને માહા સંતાપ થયો હતો, તે આ વખતે સમ્યો. તે ધારતો હતો તેનાથી ઉલટુંજ જોયું; અર્થાત તે દુખી હશે એવું ધારી, હરઘડી સંતાપ મનમાં આણતો હતો; પણ પુત્રી તો માહાસુખસાગરના મોજા માં મઝા કરતી હતી. તેણે હર્ષાશ્રુથી ગદગદ કંઠે કહયું, હે વત્સ ! હું તને જોઇ આજે શાંત થયો.

રાજાએ પ્રેમને બદલે, પોતાનું ઠેકાણું આપવાને, પોતાના મનમાં નિશ્ચય કર્યો. રાજા અપૂત્રવાન હતો, એટલે રાજ્ય કોને

આપવું, એ બાબતનો તો વિચારજ (વાંધો) હતો. એવામાં આ અણુધાર્યો મેળાપ થયો, તેથી જલદી રાજ્ય સોંપવાનો નિશ્ચય કર્યો.

બીજે દિવસે દરબાર ભરી, રાજાએ હરિવાહનને રાજ્યાભિષેક કર્યો. રાજા તથા રાણી બન્ને વૃધ થયાં હતા, તેથી તેઓ વાટ જોઇને બેઠાં હોય, તેમ તેઓ બન્ને જણ, તુરતજ પોતાની દેહનું સાર્થક કરવા, તીર્થે જઇ વસ્યાં.

હરિવાહન સુખશાંતીથી, પ્રજાના અતિપ્રેમમાં રાજ્ય કરવા લાગ્યો. પ્રજામાંના કોઈને પણ રાજાનો અણુગમો નહોતો. સદા સર્વદા ન્યાયાસનપર બેસી, ધર્મનું રાજ્ય ચલાવતો હતો.

હરિવાહન પોતાનો વિચાર કરે છે કે, હુંજ આ નગ્રમાં માછી રૂપે નદીના ત્રટપર બેસીને માછલાં મારતો હતો, તે આજે સર્વ પ્રજાના મુગટના મણીની માફક રાજ્ય કરૂં છું; તેનું કારણ સદ્ગુરૂનાં દર્શન, અને તેમનો બોધ છે. તેમના બોધથી મેં, અહિંસાવૃત અંગીકાર કર્યું. હું એ વૃતના પ્રભાવથી, ગુણનો મેરૂ બન્યો છું.

હવે માહારૂં ભાગ્ય ક્યાંથી જાગે, કે એવા ગુરૂ માહરાજ મને ફરીથી મળે. હું તેમને વંદન કરી, માહારો જન્મ સફળ કરૂં. દેવોના સુખ સરખી સમૃદ્ધિ પણ માહારી દાસી થઇ, માહારે આધિન રહી છે. અહો! સદ્ગુરૂના દર્શનનો શું પ્રભાવ! મને હવે કાંઇ બાકી નથી; પણ મોક્ષલક્ષ્મિની મને ઇચ્છા છે. હવે એવા ગુરૂ ક્યાંથી મળે. જેમ વનેવન ચંદનવૃક્ષ હોતાં નથી, તેમ વારેવારે એવા મહાત્મા, મળવા પણ મુશ્કેલ છે.

રાજા હરિવાહન એ પ્રમાણે ધ્યાનમાં ચિંતવે છે, એટલામાં એક પુરૂષે આવીને કહ્યું, કે આપણા નગ્રની સમીપે, કોઈ ચમતકારી માહાત્મા પધાર્યા છે. માહાત્મા દર્શન લાયક છે. આપ ધર્મીષ્ટ છો; માટે આપને સમાચાર કેહેવા આવ્યો છું.

આ પ્રમાણે તે પુરૂષનાં વચન સાંભળી, હરિવાહને તેને હર્ષવંત થઇ, વધાઇના બદલામાં, ભારે ઇનામ આપી, ન્યાલ

કર્યો. પોતે ખુશીના આવેશમાં માહાત્માના દર્શનાર્થે, જે સ્થીતીમાં બેઠો હતો, ત્યાંથી એકદમ ઉઠી, માહાત્માની સામો ગયો.

જે માહાત્માએ તેને ધર્મોપદેશ કર્યો હતો, તેજ માહાત્મા તેના પ્રેમના આકર્ષણુથી, ખેંચાઈને આવ્યા હોય, તેમ આવ્યા હતા.

શેહેર બાહાર આવી માહાત્માનાં દર્શન કર્યાં, પોતાને ધર્મ પમાડયો હતો, તેજ માહાત્માને જોઇ, રાજા હરિવાહન, ગાંડા ઘેલા જેવો બન્યો. તેણે માહાત્માને પોતાને ત્યાં પધારવા, વારંવાર વિનંતી કરી. માહાત્મા તેનો અતિ પ્રેમ જોઇ, તેને મોહોલે પધાર્યા.

## પ્રકરણ ૧૯ મું.

માહાત્માને પોતાના મેહેલમાં, દેવની પેઠે ગણી, તેમની પધરામણી કરી, અને તેમની પુજા કરી. પોતે તેમની સામો, બે હાથ જોડી ઉભો રહ્યો.

ગુરૂ માહારાજે કુશળ પુછયું, હરિવાહને ઉત્તરમાં જણાવ્યું કેઃ— આપના આશીર્વાદથી આ સ્થીતીને પામ્યો, છું; હવે એ કરતાં બીજું કુશળ શું છે? વળી આ સ્થીતીમાં પણ આજે આપના દર્શનની ઈચ્છા કરતો હતો, એટલામાંજ આપના દર્શન થયાં. એ માહારા જેવા નિચ પુરૂષને વાસ્તે, ઓછું નથી. આપ અપાર દ્રષ્ટીવંત છો. આપ શાક્ષાત પરમાત્મા રૂપ છો. આપ મને કલ્પવૃક્ષ સમાન છો. આપનો હું ઓશીંકળ છું. હું આપનાં વચનાંમૃતનો અભિલાષી છું. આપ મને આપનાં વચનનું અમૃતપાન કરાવો.

આપની કૃપાથી હવે, મને કાંઈજ બાકી નથી. હવે, આપનાં વચનામૃતથી મને બોધ લાગે, અને તેનાથી હું ઉચે માર્ગે ચહું, એટલુંજ બાકી છે. આપની કૃપાથી હું મનુષ્ય ભવમાં, દેવો કરતાં વિષેશ સુખ ભોગવું છું. હવે મને મોક્ષ (નિર્વાણુ પદની) ઇચ્છા છે. તે મળવાનો માર્ગ આપ દર્શાવવાને સમર્થ છો. હુ નિંદવા યોગ્ય છું. માહારૂં ધારણુ કરેલું વૃત, કાંઇ મોહોટુ નથી. આપની માહારા ઉપરની અપાર પ્રીતીએ મને

આ સ્થીતીમાં આણ્યો છે. હું પળપળનો અપરાધી છું. હે દયા નિધે! મુજ રંક ઉપર કૃપા કરો; મને આ અસાર સંસાર સમુદ્રમાં, ગોથાં ખાતો બચાવો. માહારૂં ભવાટવીનું રટણ મીટાવો. માહારૂં હિત આપ ચિત્તમાં સ્થાપો. મને સંતોષીત કરો. વારંવાર એ પ્રમાણે કેહેતો, પોતાના આત્માને નિંદતો, ગુરૂ માહારાજને પુનઃ પુનઃ વંદન કરવા લાગ્યો.

સુકૃતમાં એકાગ્રતા રાખનારા હરિવાહનને, ગુરૂ માહરાજ મધુરી સત્ય વાણીએ કેહેવા લાગ્યા. હે રાજા! તને સત સહસ્રધા ધન્ય છે. તાહારૂં ચિત્ત હરનીશ ધર્મમાં છે. તું દ્રઢ નિશ્ચયી છે. એક ચિત્ત થઇને સાંભળ,

કહ્યું છે કે:—

केचिद्भोजन भंगिनिर्भरधियः केचित्तपुरंध्रीपराः ।
केचिन्माल्य विलेपनै करसिकाः केचिच्च गितोत्सुकाः ॥
कोचि द्युत कथा मृगव्य मदिराः नृत्यादित्तादराः ।
केचिद्वाजिगजोक्षयानरासिकाः धन्यास्तुधर्मोरताः ।

આ જગત્‌માં પુરૂષોને, અનેક પ્રકારના ભોજનની અભિલાષા હોય છે, ઘણા સ્રી ભોગની ઇચ્છા કરનારા હોય છે. કેટલાકને પોતાના ગળામાં પુલના, હારો પેહેરવાનો, અને આખા શરીરે ચંદનનો લેપ કરવાનો શોખ હોય છે. કેટલાકને ગાનતાન સાંભળવાનો અને ગાવા, વગાડવાનો અત્યંત શોખ હોય છે. કેટલાક જુગાર રમીને, આહેડા, શીકાર અને મદિરાપાન, નાટકચેટક, વિગેરેમાંજ મન ખુશ કરે છે. કોઇને, હાથી, ઘોડા, બળદ વિગેરે દોડાવવાનો, બીજાથી ઉપાડાતા સુખપાલાદિ વાહનોમાં બેસવાનો અતિશય શોખ હોય છે. પણ આ પ્રકારના સર્વ સાધનો છતાં, સદાકાળ ધર્મમાંજ વૃત્તિ રાખનારા પુરૂષોને ધન્ય છે. તેઓ પોતાની પાસે અનેક પ્રકારના વાહનો, વાજીંત્રો, ભોજનો, સુંદર સ્રીઓ છતાં પણ, તેમાં મોહીત થતા નથી, અને ધર્મમાંજ

આવો વખત ગાળે છે. ઉત્તમ પુરૂષો જુગાર રમતા નથી, શીકાર કરવો પસંદ કરતા નથી, અને મદિરાપાન તો સ્વપ્ને ઇચ્છતાજ નથી.

હે રાજા! તાહારામાં સર્વ સદ્ગુણોએ વાસ કર્યો છે. હવે તને બોધ આપવાનો બાકી નથી. તું દ્દઢ નિશ્ચયવાન છે. સત્ય વાદી અને સદ્ગુણોથી ભરપુર છે. अहिंसा परमो धर्मः એ વાક્યનો તું પુરેપુરો ભાવાર્થ સમજ્યો છે. અને તે તાહારા હૃદયકમળમાં, શીલા લેખ સમ જાગી રહ્યો છે. સર્વ ધર્મમાં દયાનેજ પ્રથમ પદ આપવામાં આવ્યું છે. માટે સર્વ ધર્મનો પ્રથમ તત્વ દયા છે. જે કામ કરવું તેમાં ડામાડોળ થવું નહિં; પણ દ્રઢ નિશ્ચય થી અચળ રહેવું. ભુંડાં અને અકૃત્ય કામમાં તેમ કરવું નહિં, કારણ નિચ કર્મોનો તો, સદા ત્યાગ કરવાનો છે. પારકાનું અહિત સ્વપ્ને પણ ઇચ્છવું નહિં. દરેક પ્રાણી માત્ર, (સુક્ષ્મ તથા બાદર (દૃષ્ય અને અદૃષ્ટ) ઉપર મૈત્રીભાવથી વર્તવું. પારકાનું દુઃખ જોઇ ખેદ કરવો, પણ સુખ જોઇ અદેખાઇ કરવી નહિં. કહ્યું છે કેઃ અદેખાને બે દુઃખ. એક તો પારકાનું દેખી ખમાય નહિં, અને બીજું પોતાને તે મળે નહિં, એ પ્રમાણે બે પ્રકારના દુઃખ કહ્યાં છે, તે અદેખાને છે. માટે અદેખાઇ (ઇર્ષા) ને ધારણ કરવી નહિં. કોઇની નિંદા કરવી નહિં- પ્રમાદ ત્યાગ કરવો. જે જે ધર્મ નિયમો ગૃહસ્થે પાળવાના છે, તે પુર્ણપણે અને શ્રદ્ધાથી પાળવા. જો એ પ્રમાણે સદ્ગુણ ગૃહણ કરી, દુર્ગુણનો ત્યાગ કરીને વર્તશે, તો મોક્ષ નજીક છે, તે કાંઇ દૂર નથી.

દયા વિના કાંઇજ નથી. એના વગર કરેલાં સર્વ ધર્મ કૃત્યો નકામાં છે. જેમ નાગર વેલના વેલાને, પાન વળગેલા છે, તે પાન નહિં તોડતાં, ફકત વેલો છેદાય તો, વેલાને વળગે લાં સર્વ પાન સુકાઇ જશે, તેમ દયા વગર કરેલો સર્વ ધર્મ નકામો છે. મનમાં દયા રૂપી કોમળતા, આવ્યા વગર અંગીકાર કરેલો ધર્મ, થોડા કાળમાં નષ્ટ થાય છે.

એ પ્રમાણે ગુરૂ માહાત્માને, સુખે દયા ઉપરના વિવેચનના

વચનામૃત સાંભળી, પોતે અનેક પ્રકારના દાન, પુન્ય. ક્રિયા કર્મો તર, તપ, જપ, ધ્યાન, સંધ્યા, વંદન, વિગેરે યથા પ્રકુતિએ, જેમ કોઇ દરીદ્રી કલ્પવૃક્ષ પામે, તેમ પુર્ણ શ્રધાથી હર્ષ સહીત કરવા લાગ્યો.

પોતાના આખા દેશમાં, દયા ધર્મને પાળવાના હુકમો કઢાવ્યા. પોતાના દેશમાના સર્વ દુર્વ્યસની પુરૂષો ઉપર, સખત જાપતો કર્યો. દુર્વ્યસન જે શાસ્ત્રકારોએ નર્કવાસ કરાવનારા દુર્વ્યસનો વર્ણવ્યા છે તે દુર્વ્યસનો જાણવાં. તેનાથી પોતાની પ્રજાને નર્ક વિષજાળમાં સપડાતા અટકાવ્યા.

પછી પોતાની માછી કુળની પટરાણી, તથા છોકરાંઓને બોલાવી, તેમને ધર્મોપદેશ આપી, તેમને અહિંસા ધર્મ પળાવ્યો. તેમના નિર્વાહને સારૂ, રાજ્યમાંથી વર્ષાસન બાંધી આપ્યું અને તેમને સુખી કર્યા. પોતાના કુટુંબ વર્ગના અને બીજાં સગાં સંબધીઓને પણ, ઉપદેશ આપ્યો; અને ધર્મ પાળતાં કર્યાંત તેમને તેમની યોગ્યતા પ્રમાણે, વાર્ષીક રકમ બાંધી આપી.

જુઓ કૂળમાં એક દિવો નીકળે, તો આખા કુટુંબનો ઉદ્ધાર થાય; તેમજ તેના મૃતક પિત્રુઓ પણ તુષ્ટ થાય. કેહેવત છે કે, કુળનો એક દિવો, બોહોતેર પરીઆ તારે, અને એક દૂરાચારી, દૂષ્ટ કર્મનો કરનારો નિકળે, તો તે બુરાડે. દરેક પુરૂષોએ સદ્‌ગુણ ગ્રહણ કરવા, અને કૂળના દિવા થવાનો પ્રયત્ન કરવો.

કુંદનપુરનું રાજ્ય કમળકળાના પુત્ર ભદ્રબાહુને સોંપ્યું. રૈયતને પુત્ર પ્રમાણે પાળવાની પ્રતિજ્ઞા કરાવી, અને પોતે દૂરાચારનો સદા ત્યાગ કરવો, એવી ભલામણ કરી; પોતાના બે પુત્રો વજ્રબાહુ અને દીર્ઘબાહુ, અને પોતાની ત્રણે રાણીઓને સાથે લઇ, રત્નપુરી જવાની તૈયારી કરી.

મોહોટા આડંબરે કુંદનપુરીથી નીકળ્યા. માર્ગમાં આવતા પોતાના તાબાનાં રાજ્યોમાંથી થોડાં રાજ્યો, જેઓ કુંદનપુર પહોંચી વળી શકે, તેટલાંને કુંદનપુરના રાજ્યના તાબામાં સોંપ્યાં. તેમને ભદ્રબાહુની આણ મનાવી, અને રત્નપુર આવી પોંહોચ્યા.

## પ્રકરણ ૨૦ મું.

રત્નપુરના લોકો હરિવાહન રાજાના આવ્યાના સમાચાર સાંભળી, અતિ હર્ષિત થયા. પોતે પ્રધાનને સ્વતંત્ર રાજ્ય સોંપીને ગયા હતા, તેમની પાસેથી રાજયની વ્યવસ્થાનો વૃતાંત જાણી, પોતે રાજ્યાસન પર બેઠા. રત્નપુરના તાબાના શેહેરો, કસ્બાઓ અને ગામડાંઓમાંથી, કુંદનપુરના રાજ્ય પેઠે, દુર્વ્યસનો ત્યાગ કરવાના ઢંઢેરા ફેરવ્યા.

વિદ્યાભ્યાસ કરાવવા, ઠામેઠામ પાઠશાળાઓ સ્થાપી. વિદ્યાર્થીઓને વગર પૈસે વિદ્યાદાન દેવા માડયું. આરોગ્યતાને અર્થે ઔષધશાળાઓ સ્થાપી. લોકોને નિતિનું અને ન્યાયનું શિક્ષણ આપી ધર્મપાળક બનાવ્યા.

જડવાદ દૂર કરનારા પંડિતોને, સનમાન આપવાનો ઠરાવ કર્યો. દરેક ગામડાં, કસ્બા, અને શેહેરોમાં, જ્યાં જ્યાં સભા પંડીતોનું જવું થાય, ત્યાં ત્યાં તેમનો સત્કાર કરવો, અને તેમની પાસે સભાઓ ભરાવી, બોધ લેવાનું જાહેરનામું કાઢયું. તેમને પ્રવેશ સમયે આંડબરથી, સામૈયું કરીને લાવવા, અને જતી વખતે વિદાય કરવા. તેમને જોઇતાં સાધનો પુરાં પાડવાં; અને જે ખર્ચ થાય, તે રાજ્યમાંથી વસુલ લેવાનો હુકમ કાઢયો. પંડીતો, આચાર્યોને રાજ્યમાંથી મોટી મોટી રકમના વર્ષાસન બાંધી આપ્યાં. ઉપદેશ સિવાય તેમણે કાંઇ કામ કરવું નહિં. જેઓ મહાન્ આચાર્યોને (જગતગુરૂ પદ ધારણ કરી શકે તેવાને) છત્ર, ચામર, સુખપાલ, હાથી, ઘોડા, રથ, આદી આડંબરના સાધનો પુરાં પાડયાં. અને તેમણે પ્રજાને હિતાર્થી બોધ આપવો. અને દેશોદેશ તેમણે ફરવું. એ પ્રમાણે સર્વ પ્રકારના પ્રજા હિતના કાયદા કર્યા. રૈયતે તેઓની પધરામણી કરી નિભાવ નિમિત્તે તેમને ભેટ મુકવી. અન્નપાનાદીથી સંતુષ્ટ કરવા, એ લાગો રૈયત વર્ગ ઉપર રાખવામાં આવ્યો.

यदा यदा मुच्यते वाक्य वाणं.

तदा तदा कूल जाति प्रमाणं.

જેવી વાણી. જેવું કૃત્ય. તેવી જાત અને કુળ જાણવું. ધર્મ સાધનમાં જાતભાતની જરૂર નથી. એ વિષે ગિતામાં પણ લખ્યું છે.

જુઓ આ દ્રષ્ટાંતમાંનો હરિવાહન રાજા. એ પ્રથમથી રાજા નહોતો. તે એક નિચ કુળ માછીની જાત હતો, દરરોજ કેટલી હિંસા કરતો હતો, તેનો હીસાબ ગણી શકાય તેમ નહોતું. એક માહાત્માના પળવારનાં સમાગમથી, હિંસા કર્મ છોડયું; તેનું તેને તત્કાળ ફળ મળ્યું. એક સર્વોપરી સત્તા ધારી રાજા થયો. એનું કારણ સુકૃત્ય, અને સંત સમાગમ છે. હજારો વર્ષના તપ કરવાં કરતાં, લેશ માત્ર સત્ સમાગમ વિશેષ ફળદાયી છે. જાતિ અભિમાન કરનારા પુરૂષો, નર્કના અભિલાષિ જાણવા. જાતીનુંજ કામ હોતતો, રોહીદાસ ભગત ચમાર હતા. વાલમીકઋષિ પણ એમજ હતા, એમ શાસ્ત્રો કહે છે. તેઓ પ્રભાતમાં ભજવા લાયક થયા, તે જાતીથી નહિ પણ કરણીથી. એવા દ્રષ્ટાંતો શાસ્ત્રોમાં ઘણાં છે. એવાં દ્રષ્ટાંતો વર્ણવવાની જરૂર નથી. શાસ્ત્રોમાં છે. અને તે સર્વની જાણ બાહાર નથી.

હે સુજ્ઞ ! જાતિઅભિમાન છોડી, સદ્ધર્મનું સેવન કરો, દૂર્વ્યસનથી દૂર રહો. એમાંજ શ્રેય સમાયલું છે. મોક્ષ મેળવવો એ પોતે સુકૃત કરવાથી, થોડા ઘણા જન્માંતરે પણ પોતાના હાથમાં છે. પોતાનું કર્તવ્ય છોડી, અકૃત્ય કરનારા નર્કના અધિકારી છે, તે નિઃસંશય છે.

માહાત્મા તુળસીદાસે કહ્યું છે કેઃ—

સંત બીજ પલટે નહિ, જો જુગ જાય અનંત;
ઉંચ નિચ ઘેર અવતરે, આખર સંતકો સંત.
દયાધર્મકો મૂળ હે, પાપમૂળ અભિમાન;
તુલસી દયા ન છાંડીએ, જબ લગ ઘટમાં પ્રાણ.

આ પ્રમાણે રૈયતના સર્વ કાર્ય કરી, રાજ્યકાજથી નિવૃત્તિ પામ્યો. તેણે પોતાના બીજા પુત્ર વજ્રબાહુને, રત્નપુરીની ગાદીએ શુભ મુહુર્તે રાજ્યાભિષેક કર્યો. ત્રીજા પુત્ર દીર્ઘબાહુને મુખ્ય પ્રધાનપદ આપ્યું. પોતે પોતાની ત્રણે રાણીઓને, સાથે લઇને દેહના સાર્થ કાર્યે ધર્મ તીર્થે જઇ, અનર્ગળ ધન વાપરી દાન પુન્ય કર્યા; અને બાકી રહેલી પોતાની જીંદગી, ધર્મ કાર્યો કરી, દેહને કષ્ટ વેઠી, સ્વર્ગના સુખનો ભોગી થયો.

હે પ્રીય બંધુવર્ગ એક અહિંસા ધર્મ પાળવાથી, શું ફાયદા થયા, તે પુરૂષનું વૃતાંત અહિં જણાવ્યું છે. એ કરતાં પણ વિષેશ ધર્મ પાળનારાઓના વૃતાંતો, ધર્મ પુસ્તકો જે આગલા માહાત્માઓ લખી ગયા છે, તેમાં ઘણા છે. આથી સર્વેએ સમજવાનું છે કે, ધર્મ પાળવાને ઉંચ નિચનું કાંઇ કારણ નથી, પાળે તેનો ધર્મ છે. ઉંચ કુળમાં જન્મ પામી, તે કુળને છાજે નહિં, તેવા કૃત્ય કરે, તેને ઉંચ ગણવો બરોબર નથી. નિચ કુળમાં જન્મેલો પુરૂષ ઉંચ કુળની કરણી કરે, તેને નિચ કેહેવો વ્યાજબી નથી. જેવી કરણી તેવી પાર ઉતરણી, એ કેહેવત સર્વ માન્ય છે.

આ તુલસીદાસ માહાત્માએ ઘણી જગાએ દયા ધર્મનું વર્ણન કર્યું છે.

દયાએ ભર્યું જે તણું દિલ નિત્યે,<br>
વદે વાણ જે મુખથી સત્ય રીતે;<br>
પરોપકાર માટેજ છે દેહ જેને,<br>
કળી કાળ શું ડંશશે બીજિ તેને.



# ટુટક વિષયોની શીખામણ.

છંદ.

મિષ્ટાનથી શું ખર ડુક્કરનેજ સ્વાદ છે ?
શું રત્નહાર મણીથી મૃગનેજ લાભ છે ?
શું અંધને દિપકથી ? શું બધીરને ગીતે ?
શું શાસ્ત્ર વાદ થકી મૂરખ મનમાં રિજે ?

એક રાજાની કચેરીમાં એક પોપટ હતો. તે વારંવાર મૂરખ મૂરખ, એવો શબ્દ બોલતો હતો. ત્યારે રાજાએ પોપટને પૂછ્યું હે પક્ષિ ? તું મૂરખ કોને કહે છે ? ત્યારે પોપટે જવાબ આપ્યો.

છપ્પો.

ચોમાસામાં રહેજે વિદેશ માંહે,
રૂડી સંપત્ત છતાં ભરે ન કણ ઘરમાંહે;
સુગૂણી ત્યાગી નાર દાસિ સું પ્રીતે ક્રિડે,
વાણી કટાણી વદે ભાનને મૂકી મીડે;
વળી સમય શોભીતું નવ વદે. ભણે ન શિર પિતા છતાં,
નૃપ તેને પોપટ કહે મૂરખ એમ સર્વના દેખતાં.

આ પ્રમાણે પોપટના વચનોથી રાજા ઘણો ખુશી થયો.

મંદાક્રાંતા છંદ.

સંતાપે જેનિજ જનકને માડીને દુઃખ આપે,
સેવા તેની મૂઢ નવ કરે એથી કો અન્ય પાપી;
નારી કેરી શિખ સુણી સદા વૃદ્ધનું માન મોડે,
પામે છે તે અતોલ દુઃખને લોકનિંદેજ મોઢે.

ભુજંગી છંદ.

બગાડે રૂડાને ભુંડો સેહેજ વાતે,
નહિં સુધરે જે ભુંડો હોય જાતે;
જુવો દૂધને ઝેર ઝેરી બનાવે;
નહિં ઝેરને દૂધનો ગૂણ આવે.
નહિં દુષ્ટ તો દુષ્ટતા દોષ મ્હેલે,
થશે વૃદ્ધ તે જો રહી સાધુ મેળે;

રહે ઝેરનો ગાંગડો દુધ ન્હોળે;
તથાપિ ન તે નીજનો ગુણ છોડે.
રૂડી રીતથી ચાંચ રત્ને જડાવે,
વળી પાંખ ને પીચ્છ હેમે મડાવે;
પડાવે રૂડે પાંજરે પ્રેમ ભાવે,
શું તે કાગડો શુકને તોલ આવે?
દુરાચારિના દુર્ગુણો ટાળવાને,
કરો છો બહુ યુક્તિઓ ભાઈ સાને;
ગળી કુંડમાં વસ્ત્ર રંગાયું શ્યામ,
થશે તે ફરી ધોળું ધોવાથી આમ.

દોહરો.

વદન કમળસમ જે તણું, ચંદનસમ શિળી વાણ;
કાતર જેવું હૃદય એ, પણ ખળ લક્ષણ જાણ.

ગીતિ.

દુધ મીઠું દહિં મીઠું મધ મીઠું ને દરાખ પણ મીઠી;
અમૃત તે પણ મીઠું એ સર્વથી વધુ ગરજ મીઠી દીઠી.

વસંતતિલકા છંદ.

વૈદ્યો મરૂત કફપિત્ત વિકાર કહે છે,
જોશી કહે ગ્રહગતિ વિપરીત એ છે;
કહે છે ભૂઆ ભૂત પિડા ભ્રમસા ભમાવી,
પ્રાચીન કર્મ બળીયું મુનિ કહે મહલાવી.

છંદ.

અર્થિ ન ગણે ગુરૂ વા નિજ બંધુ વર્ગને,
કામી ન ગણે ભય કે વળી લોક લાજને;
વિદ્યાર્થી ઉંઘ સુખને ન ગણે મન રતી,
ક્ષુધિત કાળ રૂચીને નવ જોય સુમતિ.

ગીતિ.

દેવાર્થે, ધર્માર્થે, રંકાર્થે, કાં નિજ કુળાર્થે,
ખળજર નવ ખરચાય, તસ્કર કાં ભૂપ લિયે લુટી સર્તે.

દોહરો.

જો ઇચ્છો બહુ લક્ષ્મિ તો, ત્યાગ કરો ખટ દોષ,
ઉંઘ, ઝુરણ, ટાઢમ અને, આળસ, ભય, અતિ રોષ;
વ્યાપારે લક્ષ્મિ વસે વસે કંઇક કૃષિમાંય;
દેખે સેવામાં કંઇક, લક્ષ્મિ ન ભીખની માંય.
મદિરા લક્ષ્મિ તારૂણી, એ ત્રણુનો એક સ્વભાવ;
સંગત કરતાં તે તણી, વિવેક સર્વ દૂર પળાય.

શિખરિણી છંદ.

ભરી રાખ્યું જેણે સુલભ સમયે અન્ન ઘરમાં,
આરોગ્ય છે જેનું શરીર સર્વ રીતે જગતમાં;
ચતુરા છે જેને મધુર વચની પ્રેમથી ભરી,
વસે તેને દ્વારે નિત નવા ઉત્સવ ઠરી.

શાર્દુલવિક્રીડીત છંદ.

મંદીરે સતિ નારી. ને સૂત ગૂણી ઉદાર. સ્વામિ શિરે,
સ્નેહિ મિત્ર, સગાં રૂડી પ્રીતિ ભર્યા આનંદમાં ચિત્ત રહે;
રૂડું રૂપ અખંડ વૈભવ, અને વિદ્યા મૂખે રહી વસી,
પ્રભૂ કેરી કૃપાથી શ્રેષ્ઠ સુખ એ, પામે નર વાર,શી ?

દોહરો.

અલંકાર પટકુળ વિના, લૂણ્ વણુ વળી ભોજન;
સ્તન વણુ ભુંડી ભામિની, વિદ્યાવણુ નર તન.
સુભટ દીપે નહિં શસ્ત્રવિણુ, પતિ વિના રૂપવંત નાર;
વેલી દીપે નહિ કુસુમ વિના, વિનય વિના કુમાર.

દોહરો.

સ્ત્રી ભૂષણુ શીળ છે, વેલી ભૂષણુ ફૂલ,
અર્થિ ભૂષણુ મધૂર ગીરા, નર ભૂષણુ વિદ્યાબાળ;
રજની ભૂષણુ ચંદ્રમા, ઘર ભૂષણુ લઘુ બાળ,
રોયા ભૂષણુ સુંદરી, કુટુંબ ભૂષણુ દિલદાઝ.

ભુજંગી છંદ.

વૃથા પારકી નારીનું સુખ જાણો,
પરાધીનનનો જન્મ મિથ્યા પ્રમાણો;
વૃથા લક્ષ્મિ લોકે ગણોની પરાઇ,
વૃથા પોથિયે ભાઇ વિદ્યા ભરાઇ.

દોહરો.

મિત્ર પરિક્ષા વિપતે, સૂર પરિક્ષા રણાંગણેથાય;
વિનયે વંશ પરિક્ષા, ધૈર્ય પરિક્ષા અગાધ દુઃખની માંય.

દોહરો.

અતિ સફાઇચે અતિ દગો, અતિ પુન્યે અઘ ધાર,
અતિ વિનય ત્યાં અતિ કપટ, અતિ ભાવે વ્યભિચાર.

## ભટકતા ભીક્ષુકની વાર્તા.

ભુજંગી છંદ.

નથીરે નથી વિપ્રનો જન્મ સારો,
સદા દીન વાણી બધાને અકારો;
ભમે ભોજને રાખી આશા પરાઈ,
સદા દુર્દશા ઝૂંપડામાં ભરાઇ.
લલુતા વધુ ધૈર્યતાનો વિયોગી,
ભમે ભ્રાંતિમાં ભીખ ભંડાર ભોગી;
ફરે નગ્ન આખે ટુંકી પોતડીએ,
શિરે મેલીશી ફાટીશી પાઘડીએ.
જુવે વાટ આશા ધરી નોંતરાની,
રૂડી રીત એના થકી ચોધરાંની;
મરે છે ભૂખે તોય રહે ટેકમાં તે,
કુસી અંગ નિત્યે ભરે પેટ જાતે.
ભૂખે તેજ કુંભારને હોય સારૂં,

પછી એથી વિષેશ શું બોલું વારૂં;
જનોઇ નહિં હોત તો શુદ્ર જાણી,
પ્રતિજ્ઞા કરી કાઢતે હાથ તાણી.
વડા આળસુ ભિક્ષુકો ભિલ્લ જેવા,
ધૂતારા લૂટારા નકો અન્ય કેહેવા;
મતિ હિણુ ખૂશામતે દાસ જાણે,
ઘણા ગુણુ બીજા તણા ગાય વાણે.
પડે એક બીજાપરે ભાઈ ઘોંકી,
દિયે ત્રાસ દાતારનેરે વિલોકી;
જુઠા ઢોંગ અત્યંત લોભે કરીને,
ધૂતે વેમિઓને બની સિદ્ધસી તે.
નથી સત્યાંશ જેહેના કહ્યામાં,
રડે દુઃખ બીજા કને જઇ નકામા;
બની જોશી કાં જંત્રિ માતા ઉપાસી,
દિયે ભોળીઆ લોકને ઘાલી ફાંસી.
લલુતા દઇ પૂત્રની બ્હાંઝીઆને,
ધને હિણુને વિત્તના લોભ માને;
કહે રોગીને રોગનો અંત આણું,
અનુષ્ઠાન યોગે રચું સુખ થાણું.
પડતાં ગળે વાર તેમાં ન લાગે,
મળે લાડવા તો બીજું તે ન માંગે;
સદા નારીને પૂત્ર પીડાય ભૂખે,
પરંતુ તે ન ભીખની ટેવ મૂકે.
વડાઇ ઘણી નિજની છાકી હાંકે,

ભરે નાર મંદીરમાં નિર આંખે;
દિસે છોકરાં દુબળાંને હુવાલે,
નથી લાજ તેની કદિ કોઇ કાળે.
ગમે તેમ નિંદા કરે લોક મ્હોડે,
કરે કામ આશ્રીતનું ખુબતોડે:
નહિં લાજ તેની કશી મન્ન માને,
ગણે ઉલટું માન તે અન્ય સ્થાને;
કુડા વિપ્ર ભિક્ષુકને જોઇ જાણી,
ચડે રીસ ઉરે મરૂંછુ હું લાજી:
થયા છેક નપાટ તે નિચથીયે,
પ્રભુ દુઃખ એથી ઘણું થાય હૈયે.
રૂડી બુદ્ધિ તું આપતે આળસુને,
વિવેકી થઇને ચઢે માર્ગ જુને;
ખરા વેદના માર્ગને જાણીશું રે,
કરી શોધ ત્રિવર્ણની આશાપૂરે.
પ્રભુ માંગું એ વિનવી હાથ જોડી,
દયા દિલમાં લાવી દે સર્વ છોડી;
અભિમાન બ્રહ્મત્વનું પ્રેર પ્રીતે,
વધે માન મર્યાદ જેનાથી નીત્યે.

## સદ્ગુણી બ્રાહ્મણની વાર્તા.

### વંસતતિલીકા છંદ.

સંતોષ તાત જનની રૂડી શાંતી જેને,
ભાઇ સ્વધર્મ ભગિની દીલ દાઝ છેને;
નિવૃત્તિ રૂડિ રમણા શીળ સુત સારો,
વંદનીય વિપ્રવર આ જગમાંજ ધારો.

આનંદમાં નિર્ગમે નિશદિન ધર્મે,
રહે છે વળી કુશળ જે નિત્ય નિજ કર્મે;
દિસે સ્વાભાવિક દયા પરઉપકારી,
તે વિપ્ર પાદ પ્રણુચે પ્રણુમું સ્વિકારી.
આશિષમાં શશિ અહિ સમ શ્રાપ દેવે,
શંભુ સમાન વરદા સદબોધ દેવે;
જેને ઉપાધિ ભવની નથી કાંઈ ભાઇ,
સંતોષ સર્વ સમયે લઘુતા હુણાઇ.
સ્વાધિન વૃત્તિથી સદ્ નિતી નિતીએ વર્તનારા,
નિજાશ્રયી તણું ધસી દુઃખ ટાળનારા;
શ્રીમંત રંક મન એક સરખાંમાને,
માને મન ભય જગાધિશનો સુજ્ઞાને.
વિશ્વાસ એક પ્રભૂનો નહિં કોસું કામ,
એકાંત વાસ પરવા નહિં કોની નામ;
બોલાવી કોઇ કાંઇ દાન દિયે નમીને,
તે મેરૂતુલ્ય ગણી આશિષ દે ઠરીને.
સદ્ બોધમાં હૃદય સ્વચ્છ અતિ ઉલ્લાસી,
તજે વિભાવ સુસમી કીર્તિ પ્રકાસી;
વાણી સુધામધૂર આકર શાસ્ત્ર ભેળી,
તૃષ્ણા તમામ સુવિચારથી કાઢી મ્હેલી.
ભાગ્યાનું સાર ફળથી મનતૃપ્તિ ભારે,
માયાથી દૂર વળી કુત્સિતતા, ન ધારે;
ગંભિરતા ગૂણુતણી વદને વિરાજે,
ત્રિકાળ સાધન વિષે નિશદિન રાજે.
કોશું ન મૈત્રિ વળી વેર ઉરે ન કાંઇ,
સામાન્યતા સકળ જંતુ વિષે છવાઈ;
શાસ્ત્રાનું સાર પગલું ભરનાર નિત્યે,
નિત્ય આપ અંતર સદા સુખી અન્ય હિતે.

વિદ્યાવિનોદ હરિ સેવન શુભમાને.
મેરૂ સમાન ઉંચા દ્વિજ સર્વ જ્ઞાને;
બીજા ઘણા સદ્‌ગુણાભ્રણથી બીરાજે,
કલ્યાણકાર દ્વિજ તે સર્વ દુઃખ ભાંજે.
જે કાસદુ નિત્ય રસોઈ કરી જીવે છે,
જે શસ્ત્ર બાંધી પર સેવનમાં ફરે છે;
ચાડી કરા યુવતિ અન્યની કાઢનારા,
જાણોની તે દ્વિજની પંકતિથીજ ન્યારા.

ગીતી

કયા કૃમંત્રી શરીરે, સુમતિ વાસો કરી રહી?
કયા ભૂંડા રોગે કુપથ્ય કરને પીડા કરી નહીં?
કયા શ્રીમંતે ગર્વ કર્યોનથી, કયો અધમ યમ દ્વારે જશે નહિં?
બોલો તો કયા વિષયીએ, અંગે આપત્તિ વેઠી નહીં?
કોણ નિર્દયને પ્રીયગણે, ભૂખ પીડે નહિં કોણને?
કોણ દ્રવ્યથી તૃપ્ત થયો, કૃત્સિતતા એ સુખ આપ્યું કોણને?
(એ સર્વવાના નકામાં છે. માટે સુજ્ઞ પુરૂષોને ત્યાગવાં રૂપ છે.)

દોહરો.

પ્રહાર ટાંકણાના સહ્યા વિના,
શિલા નહિં પામે દેવતત્વ;
માટે વિપત્તિ વેઠયા વિના,
ભૂમિ ભૂષણ પણ નહિ પામે સદમત્ય.
અનળાંચને વેઠયા વિના,
સુવર્ણ રહેશે માટી રૂપ;
જો શરાણનો ભય હીરો ગણે,
તો નહિં થાય તેજનો કુપ.

ભુજંગી છંદ

જ્યારે પાંડુ સુતે સહી, શરીરે વિપત્તિ આજી,
વળી રામે. નળે, તે સહી, ભ્રાંતી ભાંજી.

માટે અચળ કીર્તિ આજે, પ્રસીદ્ધ છે તેની;
રે સુભટો વિપત્ત વસી છે, સર્વ સીદ્ધી મજેની.

છંખો

વિપત્તિ સર્પિણીનું ઝેર ઉતારવા,
જ્ઞાને ધર ધીરજ જડની વેલી,
કાળાનું સાર કૃત્ય કરવું લાજમેલી,
વગર શ્રમે દુઃખને કાઢશો ઠેલી.

દોહરો.

જો પાંડવ વિપત્તિ અંગ વેઠે નહિં;
તો કીર્તિ અને પ્રભુ ભેટ કેમ થાત;
જો નહિ રવડે રઘુપતી વનવને,
વેઠી અંગ અતુલ્ય પરીતાપ.
જગતમાં પ્રભુપદ તે કેમ પામતે,
ગુણ તે તણા કેમ ગવાત.
વિપત્ત સમયે સ્થિરતા રાખવી,
ધરવી ધીરજ દ્રઢ ઢાલ;
સત્ય રૂપાં નીતી બાણુથી,
હણવી તે વિપત્ત વિકાળ,

ગીતિ

બ્રહ્મા વિષ્ણુ હરિહરા દેવ દેવાંશી દાતાર;
લેખ વિધીના મટાડવા સમર્થ નથી તલભાર.

ભુજંગી છંદ

જાતે મહેષ, સસરો ગિરીરાજ જેનો,
કુબેર સમદાસ, સુત છે ગણુનાથ કેવો;
ભિક્ષાર્થે શંભુ તદપિ ફરતા સદાયે,
માટે બળિષ્ટ વિધિ લેખ કહુ સર્વથીએ.

છપ્પો

હોય વિધિ અનુકૂળતો, અહિત કરતાં હિત થાય;
વિષ શંભુએ આરોગીયું, તો મૃત્યુજીત થયા જગતમાંય.

ગીતી

સીતા સરખીનાર જે જાણે સ્નેહના કુપને;
બીજા બળીઆ નાવે તોલ એવો વીર લક્ષ્મણ કને,
છતાં કરમે છળાયા રઘુપતી, જાતે સાક્ષાત પ્રભુ હતા;
નકળ્યા મોટા મોટા મુનીવરા તો અન્યની શી કહું કથા.




હે વાંચકો ભૂલચુક સુધારીને વાંચશો. માત્રા મેળનો દોષ ગણશો નહિં.